# તજહીઝો તકફીન કે એહકામ






નુરાની કુતુબખાના
બુક સેલર્સ એન્ડ પબ્લીશર્સ
છાપી-૩૮૫૨૧૦ બનાસકાંઠા [ગુજરાત]

૭૮૬



# તજહીઝો તકફીન કે એહકામ

એટલે કે

## કફન દફન તેમ તે સંબંધિત એહકામો




લેખક :

હઝરત મૌલાના મોહંમદ સઈદ સાહેબ

અનુવાદક :

(મૌલવી) સુલેમાન મજાદરી





પ્રકાશક :

નુરાની કુતુબખાના

છાપી. ડી. બનાસકાંઠા

પીન ૩૮૫૨૨૧.

: પ્રકાશક :
મૌલવી સુલેમાન મજાદરી
નુરાની કુતુબખાના,
છાપી–બનાસકાંઠા.



# બે બોલ

આ કિતાબમાં મરણ પામેલા માણસની મૈયતનો જનાઝો, જનાઝાની નમાઝ, ઓરત–મરદના કફનના લુગડા, બંનેની નમાઝના મસઅલાની પૂરેપૂરી વિગત–વર્ણન આપતું આ એક જ પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રગટ થાય છે. આજ સુધી ગુજરાતીમાં મૈયતના સકરાતનું બયાન આપતું પુસ્તક પ્રગટ થયું નથી. તેની આમ લોકોમાં માગણી હતી, તેથી અમે ખાસ મહેનત લઈ દીનની કિતાબોમાંથી તેના મસઅલા ભેગા કરી આ પુસ્તક ગુજરાતના મુસ્લિમોના હાથમાં મૂકતાં અમારી ખુશીનો પાર નથી. આવું પુસ્તક આપના મુબારક હાથોમાં મૂકવાની બરકત અમને આપવા બદલ ખુદાતઆલાના લાખ લાખ શુક્ર—

—પ્રકાશક

: મુદ્રક :
જયંતીલાલ મણિલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ–૧



# બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

## પ્રકરણ-૧

## સકરાતના ટાઈમનું બયાન

જો કોઇ મુસલમાન સકરાતની હાલતમાં હોય, અને તેના પર મૌતની નિશાનીઓ જાહેર થવા લાગે, દાખલા તરીકે નાકની ટોચ વાંકી થઈ જાય. આંખની અંદરની પુતળી ઢળી જાય. જુબાન જાડી થઈ જાય, પગ ઢીલા થઈ જાય એટલે કે પગોની હલનચલનની શક્તિ ખતમ થઇ જાય. અથવા આવા પ્રકારની કોઇ નિશાની જાહેર થવા લાગે તો ત્યાં હાજર રહેલા માણસો માટે આ વાત મુસ્તહબ છે કે તેનું મોઢું કિબલાની તરફ ફેરવી દેવામાં આવે. અને જેવી રીતે હયાતી દરમ્યાન જમણા પાસા પર સુવું સુન્નત છે, આવી જ રીતે આને (મરનારને) પણ જમણા પાસા પર સુવાડવામાં આવે અથવા પછી ચિત્તો સુવાડવામાં આવે. અને તેના પગ કિબલાની તરફ કરવામાં આવે. અને તેના માથાની નીચે એક પાક તકિયો મૂકી દેવામાં આવે કે તેનું માથું જરા ઉંચું થઈ ને મોઢું કિબલા તરફ થઈ જાય. આ બધી સુરતો જાઇઝ છે. અને જો મરવાવાળાને આવી રીતે

સુવાડવામાં તકલીફ વધુ થતી હોય તો જે પણ હાલતમાં હોય તે જ હાલતમાં રહેવા દેવામાં આવે.

તે પછી તેમાં સગાં-સંબંધી અને જો કોઈ સગાં-સંબંધી ન હોય તો જે પણ મુસલમાન ત્યાં હાજર હોય તેની સામે કલમો એટલા ઉંચા અવાજે કે તે સાંભળી શકે, પઢવો વાજીબ છે. પણ આ કલમો પઢવો દમ ગળામાં આવવા પહેલાં હોવો જોઈએ. એટલા માટે કે આ હાલત (આ સમય) માં સાંભળવા તેમ સમજવાની શક્તિ ખતમ થઇ જાય છે.

અમુક ઉલમાના મત પ્રમાણે કલમાની તલકીન કરવી મુસ્તહબ છે. વધુ ભાગે ઉલમાઓના મત પ્રમાણે તલકીનનો મતલબ "અશ્હદુ અલ્લાઇલાહ ઈલ્લલ્લાહો વઅશહદુ અન્ન મોહંમદન અબ્દોહુ વરસૂલુહ" પઢવું છે. જ્યારે અમુક ઉલમા ફરમાવે છે કે "લાઈલાહ ઈલ્લલ્લાહો મોહમ્મુદ રસૂલુલ્લાહ" પઢવું મુરાદ છે. તલકીન કરવાની સારી રીત આ છે કે તલકીન કરવાવાળા ઉંચા અવાજથી કલ્મો તેની સામે પઢે. હા પણ કલ્મા પઢવાને માટે તેને હુકમ આપવામાં ન આવે. કેમકે આ ટાઈમ મરવાવાળા પર બેહદ તકલીફવાળો હોય છે. માટે બની શકે છે કે આ સમયે આ પ્રમાણે હુકમ કરવો અને કલ્મો પઢવા પર આગ્રહ કરવો તેને પસંદ ન આવે, અને તકલીફના કારણે તેનાથી ઈન્કાર કરી બેસે. જે તેના માટે સારૂં નથી. ત્યાં હાજર રહેવાવાળાઓને જોઈએ કે ત્યાં સુધી કલ્માની તલકીન કરતા રહેવું જોઈએ, જ્યાં

સુધી કે મરવાવાળો કમમાં કમ એક વખત પણ સ્પષ્ટ અથવા ઈશારાથી પઢી ન લે ! જ્યારે એક વખત કલ્મો પઢી લે તો પછી તલકીન કરવાનું બંધ કરી દેવામાં આવે. અને જો તેના પછી (એટલે કે એક વખત કલ્મો પઢી લેવા પછી) ફરી દુનિયાની કોઈ વાત તેના મોંથી નીકળે તો ફરીથી કલ્માની તલકીન કરવામાં આવે. ત્યાં સુધી કે તેનો છેલ્લો કલ્મો "લાઇલાહ ઇલ્લલ્લાહુ" હોય. (મતલબ કે તેની જીંદગીનો અંત કલ્મા પર હોવો જોઈએ).

અલ્લાહુની પનાહ ! જો કોઈ મુસલમાનના મોંથી સકરાતની હાલતમાં કોઈ કુફ્રિયા કલ્મો નીકળી જાય તો તેના માટે મગફિરતની દુઆ કરવામાં આવે. અને તેની (તે માણસની) મરવા પછીની સર્વ ક્રિયા મુસલમાનની જેમ જ કરવામાં આવે. મરવાવાળાની પાસે સૂરએ યાસીન, સૂરએ રઅદ પઢવી અને જ્યારે તે મરી જાય તો તેની આંખો બંધ કરી દેવી મુસ્તહબ છે. તેમ એક પાક સાફ કપડાની પટ્ટી દાઢીના નીચેથી લઇને માથા પર બાંધવી જોઇએ કે તેનું મોઢું ખુલ્લું ન રહી જાય. અને માખો વિગેરે તેના મોંમાં દાખલ ન થાય. મરવાવાળાની આંખો બંધ કરવાવાળા તે આંખો આંખો બંધ કરતી વખતે આ દુઆ પઢે !

"બિસમિલ્લાહિર્રહમાનિર્રહીમ, બિસ્મિલ્લાહે વ અલા મિલ્લતે રસૂલિલ્લાહે સલ્લલ્લાહુ અલયહે વ આલેહિ વઅસ્હાબેહિ વ સલ્લમ. અલ્લાહુમ્મ યસ્સિર અમરહુ વ સહિહલ અલેહે મા બઅદહુ વ અસ્એદોહુ બેલેકાએક વજઅલ માખરજ

અલૈહે ખૈરમ મિમ્મા ખરજ અન્હો." તે પછી મય્યતના પગ સીધા કરી દેવામાં આવે કે વાંકાચુકા ન રહી જાય અને તેના પેટ પર લોઢાનો કોઇ ટુકડો અથવા કોઇ સામાન્ય જાતની વઝનની ચીઝ મુકી દેવામાં આવે. કારણ કે તેનું પેટ ફુલી ન જાય. બેહતર તો આ છે કે લોઢાનો ટુકડો મુકવામાં આવે. કેમકે લોઢાનો મામુલી ટુકડો પણ પુરતો થઇ પડશે. તેમ ઇમામ બયહકી (રહ.) થી રિવાયત છે કે હુઝરત અનસ (રદી૦)એ તેમના ગુલામના મરવા પર તેના પેટ પર લોઢાનો ટુકડો મુકવાનો હુકમ કર્યો હતો. મય્યતની પાસે ખુશબુદાર ચીઝો મુકવામાં આવે. જેમકે ગુલાબનું અત્તર અથવા ઘરમાં લોબાન, અગરબત્તી વિગેરે સળગાવવામાં આવે. જ્યાં સુધી મય્યતને ગુસલ આપવામાં આવે નહિ તેની પાસે કુર્આને પાક પઢવું મકરૂહ છે. અમુક ઉલમાઓના મત પ્રમાણે જેના પર ગુસલ વાજીબ હોય તેવા માણસને તેમ હૈઝ અને નિફાસવાળી ઔરતોને મય્યતની પાસે બેસવું જાઇઝ નથી. અને અમુક ઉલમાઓના મત પ્રમાણે આમાં કંઇ વાંધો નથી. ઇમામ સકકાકી (રહ.)એ રૂહ નીકળતી વખતે આવી ઔરતોને તેની પાસે બેસવા માટે મના કરી છે. કેમ કે આ ટાઇમ ફરિશ્તાઓને આવવાનો હોય છે. આ જ કારણે અમુક ઉલમાઓએ ગૈરમુસ્લિમને પણ રૂહ કબઝ થવાના સમયે મય્યતની પાસેથી હટાવી દેવાનો હુકમ આપ્યો છે. આ પ્રમાણે કરવું બેહતર છે. પણ અમુક ઉલમાઓએ શફકત અને જરૂરતનો ખ્યાલ નજર સમક્ષ રાખતા આવી ઔરતોને પણ ત્યાં હાજર રહેવાની રજા આપી છે. મરવા પછી લોકોને

તેના મૌતની ખબર આપવાની રજા આપી છે.એટલે જાઈઝ છે. અને જો કોઈ આલિમ અને પરહેઝગાર અથવા આ પ્રકારના માણસોને જેનાથી લોકો અકીદત ધરાવતા હોય, તેમનો ઈન્તેકાલ થઈ જાય તો તેના જનાઝા માટે બજારોમાં એલાન કરવું સારૂં અને બેહતર છે. તેમ મય્યતના રિશ્તેદાર, પાડોશીઓ અને મહોલ્લાવાળા તેમ આમ લોકોને આ કારણથી કે નમાઝી જનાઝામાં વધારે શરીક થઈ શકે, ખબર આપવી મુસ્તહબ છે. મય્યતને ખાટલા અથવા કોઈ પાટ પર સુવાડવો જોઈએ. જમીન પર નાંખી દેવામાં ન આવે. કેમકે આવું કરવું ગૈરમુસ્લિમોનો રિવાજ છે. અને આ કારણોસર પણ કે જમીનના અસરથી મય્યતનું બદન ખરાબ ન થાય. તદ્દ ઉપરાંત મય્યતને જમીન પર નાંખી દેવામાં મય્યતનું અપમાન પણ છે. હાલાં કે મય્યતનો એહતેરામ કરવો હદીસથી સાબિત છે. મરી જવા પછી તેની વિધિ કરવામાં તેના એહતેરામ માટે જલ્દી કરવી મુસ્તહબ છે. હદીસ શરીફમાં છે કે એક મુસલમાન મય્યતના માટે આ વાત મુનાસિબ નથી કે તેના સગા-સંબંધીઓના પાસે કેદી બનીને પડયો રહે ! હા પણ સક્તા (વારંવાર બેભાન થાવ) વિગેરેની બીમારીમાં સાવચેતી રૂપે મોડું કરવું જાઇઝ છે.



## પ્રકરણ – ૨

# મય્યતને ગુસલ આપવાનું બયાન

મય્યતને ગુસલ આપવું (નહવડાવવું) ફર્ઝે કિફાયા છે. ફર્ઝે કિફાયા તે ફર્ઝને કહે છે જો થોડાક લોકો પણ તે કામને અદા કરે તો બધાં તરફથી અદા થઈ જાય. અને જો તે ફર્ઝને કોઇ પણ અદા ન કરે તો સર્વે ગુનેગાર થતા હોય. મય્યતને ગુસલ આપવા માટે પાટિયા વિગેરે પર સુવાડવા પહેલાં તે પાટિયાને ત્રણ, પાંચ કે સાત વખત સંદલ, લોબાન અથવા બીજી કોઇ ખુશબુવાળી ચીઝ જે તે ટાઇમે મળી આવે તેની ધુણી આપવામાં આવે. ધુણી આપ્યા પછી મય્યતને તે પાટિયા પર ચિત્તો સુવાડવામાં આવે. મય્યતના પગ કિબ્લા તરફ કરીને એવી રીતે સીધેસીધો સુવાડવામાં આવે કે તેનું મોં પણ કિબ્લાની તરફ થઇ જાય. અને જગ્યાની તંગી હોય તો પછી જેવી રીતે સહુલત પડે તેમ ગુસલ આપવામાં આવે. મય્યતના બદન પર જે કપડાં હોય તેને ગુસલના સમયે એવી રીતે ઉતારી લેવામાં આવે કે સતર ખુલે નહિ. સતરની જગ્યાએ કોઇ પાક કપડું નાંખવામાં આવે. આ માટે કે સતર એટલે કે ડુંટીથી લઇને ઢીંચણ સુધીનો ભાગ છુપાવવો વાજીબ છે. તેમ બીજાના સતરને જોવું હરામ છે. નબીએ પાક (સલ૦) એ હ. અલી (રદી૦) ને

ફરમાવ્યું કે તમોને જોઇએ કે તમો પોતાની સાથળ કોઇની સામે ન ખોલો. અને ન તો કોઇ જીવતા અથવા મરેલાની સાથળ તરફ જુઓ. (અબૂદાઉદ)

હુઝૂરે પાક (સલ.)ને આપના કપડાંની સાથે જ ગુસલ આપવામાં આવ્યું હતું. પણ આ આપના માટે ખાસ હતું. માટે બીજા લોકો માટે આના ઉપર કયાસ ન કરવો જોઇએ. કેમકે આમ કરવું (કપડાંની સાથે જ ગુસલ આપવું) હુઝુરે પાક (સલ.)ના કોલ અને ફેલ (વાણી તેમ અમલ)ના વિરુદ્ધ છે. ગુસલના પાણીમાં ખિતમી, ઇરાકી (એક પ્રકારનું ઘાસ) અથવા બોરડીનાં પાંદડાં નાંખીને ગરમ કરવું જોઇએ. જો આ ચીઝોમાંથી કોઇ વસ્તુ ટાઇમ પર ન મળે તો ફક્ત ગરમ પાણી પણ કાફી છે. ગુસલ આપવાવાળો પહેલાં મય્યતની ઇસ્તિન્જાની જગ્યાને ઢેલાથી નાપાકી દુર કરીને હાથમાં કપડાની થેલી પહેરીને મય્યતને ઇસ્તિન્જા કરાવે. તે પછી હાથ ધોઇ નાંખે. પછી પોતાની આંગળી પર કપડું બાંધીને મય્યતના દાંત તેમ તેના હોઠોને સાફ કરે અને આંગળી તેના નાકમાં ફેરવે. આટલું કરવું કાફી છે. મય્યતના મોં અને નાકમાં પાણી ન નાંખે. કેમકે અંદર ઉતરી જશે. એટલા માટે કે મય્યત જીવતાઓની જેમ મોં અને નાકથી પાણી બહાર કાઢી શકતી નથી. તે પછી બાકી વુઝૂ કરાવે. વુઝૂ કરાવવા પહેલાં કાંડાં સુધી મય્યતના હાથ ન ધોવે. કેમકે આ પ્રમાણે ધોવું તો જીવતાઓ માટે સુન્નત છે. મય્યતના માટે ફક્ત હાથ ધોવડાવી દેવા કાફી છે. તે પછી દાઢી અને માથાના બાલ ખિતમી ઇરાકીથી ધોવામાં આવે.

જો આ ચીઝ ન હોય તો સાબુ વિગેરેથી ધોવામાં આવે. તે પછી મય્યતને ડાબા પાસા પર સુવાડવામાં આવે. અને જમણી બાજુથી માથાથી પગો સુધી ત્રણ વાર પાણી નાખવામાં આવે ત્યાં સુધી કે ડાબી તરફનો જે ભાગ પાટિયાથી લાગેલો છે, ત્યાં સુધી પાણી પહોંચી જાય. આ પહેલું ગુસલ થયું ! ! પાણી નાંખવામાં શરૂઆત માથાની બાજુએથી કરવામાં આવે. પણ સતરની જગ્યાએ હાથમાં થેલી પહેરીને અથવા કપડું બાંધીને મસળવામાં આવે. ખાલી હાથથી તે ભાગને મસળવો ન જોઇએ. એટલા માટે કે મુરદાના સતરને જોવું અથવા તેને હાથ લગાડવો એવી જ રીતે નાજાઈઝ છે જેવી રીતે જીવતાઓ માટે, તે પછી મય્યતને જમણા પાસા પર સુવાડવામાં આવે અને ડાબી તરફના ભાગ ઉપર માથા પરથી પગો સુધી ત્રણ વખત પાણી નાંખવામાં આવે, અને તેવી જ રીતે તેનું બદન મસળવામાં આવે. જેમ કે ઉપર બયાન કરવામાં આવ્યું. આ મય્યત માટેનું ત્રીજું ગુસલ થયું. આ બન્ને ગુસલોમાં તે જ પાણી વાપરવામાં આવે જે બોરડી વગેરેનાં પાંદડાં નાખીને ઉકાળવામાં આવ્યું હોય, તે પછી મય્યતને પીઠની બાજુએથી ગુસલ આપવામાં આવે કે ગુસલ આપવાવાળો મય્યતને પોતાના ઢીંચણો, હાથ અથવા પોતાની છાતીના સહારેથી મતલબ કે જેવી રીતે પણ બની શકે તેને ટેકો આપીને મય્યતને સાધારણ ઊંચકે. અને ધીરે ધીરે તેના પેટ ઉપર હાથ ફેરવે. અને જો પેટમાંથી કાંઇ નાપાકી વગેરે નીકળી આવે તો તેને ધોઇ નાંખે, અને વુઝૂને અને ગુસલને આ કારણે ફરીથી કરવું જરૂરી નથી. તે પછી મય્યતને

ડાબા પાસા ઉપર સુવાડીને જમણી બાજુએ માથાથી પગ સુધી ત્રણ વખત પાણી વહાવે. આ વખતે થોડું ઘણું કપુર પાણીમાં મેળવવું જોઇએ. બોરડીનાં પાંદડાં વગેરે તેમાં ના હોય અને ઉકાળેલું પણ ના હોય. આ મય્યત માટેનું ત્રીજું ગુસુલ થયું.

ઉપરોક્ત બયાનથી માલુમ થયું કે ગુસલમાં ત્રણ વખત પાણી નાંખવું સુન્નત છે. છતાં પણ જો ત્રણ વખતથી વધુ અથવા તેના ઓછા પ્રમાણમાં પાણી નાંખવામાં આવે તો પણ ગુસલ થઇ જાય છે. એટલા માટે કે વાજીબ તો એક જ વાર ગુસલ આપવું છે. તે પછી મય્યતના બદનને કોઈ પાક સાફ કપડાથી સાફ કરી દેવામાં આવે કે બદન સુકાઈ જાય. જો બદન લુછતાં તેના બદનથી કોઈ ચીજ નીકળી આવે તો ફક્ત તેને ધોઇ નાંખવામાં આવે. ગુસલ ફરીથી આપવું તે જરૂરી નથી. જો માથામાં બાલ તેમજ મોં પર દાઢી હોય તો તેના પર " હોનૂત " લગાડવામાં આવે. હોનૂત તે ખુશ્બુને કહેવામાં આવે છે જે વિવિધ ખુશ્બુઓ દાખલા તરીકે અત્તર, ગુલાબ, સન્દલ વગેરેથી બનાવવામાં આવે છે. પુરૂષો માટે હોનૂતમાં કેસર અને " વર્સ " નાંખવું જાઇઝ નથી. હા પણ ઔરતો માટે ઉપરોક્ત પ્રયોગ જાઇઝ છે. અલબત્તા મુશ્ક બન્નેના હોનૂતમાં નાંખી શકાય છે. ( વર્સ એક જાતનું ઘાસ ) આવે છે જે કપડાં વગેરે રંગવામાં કામ આવે છે, જે યમનમાં પૈદા થાય છે. ) મય્યતની બન્ને હથેળીઓ, પગના તળીયાં, પેશાની, નાક અને ઢીંચણ ઉપર કે આ ઉઝવો સિજદા કરવાનાં છે. આ

ભાગો ઉપર કપુર લગાડવામાં આવે. હોનૂત તેના કફન પર પણ લગાડવામાં આવે.

મુરદાના મોં, નાક અને બન્ને કાનોમાં રૂ નાં પુમડાં લગાડી દેવામાં આવે તો કંઈ વાંધો નથી. પણ પેશાબ-પાખાનાની જગ્યાએ રૂનાં પુમડાં લગાડવાં મકરૂહ છે. મય્યતને ખત્ના કરવી અને તેના નખ કાપવા જાઈઝ નથી. હા પણ જે નખ તુટી ગયો તેને કાપી નાંખવો દુરૂસ્ત છે. તદ ઉપરાંત જો મય્યતના નખ અને તેના બાલ કાપી નાંખવામા આવે તો તેને મય્યતના કફનમાં મુકી દેવામાં આવે. ખાવિંદને પોતાની બીવીને ગુસલ આપવું જાઈઝ નથી. હા, પણ જો ઔરત ચાહે તો પોતાના ખાવિંદને ગુસલ આપી શકે છે. શર્ત આ કે ખાવિંદે તેને તલાક આપી ન ન હોય અને જો શોહરે ઔરતને તલાકે રજઈ આપી હતી અને તે ઔરત ગુસલ આપવાના ટાઈમે તે તલાકની ઈદ્દતમાં હોય તો ઈદ્દત પુરી થવા પહેલાં તે ખાવિંદને ગુસલ આપવું જાઈઝ છે અને જો તે ઔરતને તલાકે બાઈન આપી હોય તો અથવા ખાવિંદના મરવા પછી ગુસલ આપવા પહેલાં મુરતદ બની ગઈ અને ફરી મુસલમાન બની ગઈ હોય અથવા તે ઔરતે પોતાના ખાવિંદના છોકરા અથવા તેના બાપને શહુવતની સાથે હાથ લગાડયો હોય, અથવા તે બન્નેમાંથી કોઈનો બોસો ( ચુંબન ) લીધો હોય તો આ સુરતોમાં તે ઔરત માટે ખાવિંદને ગુસલ આપવું જાઈઝ નથી કારણ આ કે ઉપરોક્ત મજકૂર સુરતોમાં ઔરત તે ખાવિંદના નિકાહમાંથી નીકળી જાય છે અને નિકાહ તુટવાના

પહેલાં તેણીએ શોહરને ગુસલ આપવું જાઇઝ છે. બેહતર આ છે કે મય્યતને ગુસલ તે આપે જેની સાથે મય્યતનો કરીબી રિશ્તો હોય. જો મય્યતના રિશ્તેદારોમાંથી કોઈ પણ ગુસલના એહકામો જાણતું ન હોય તો તે માણસ ગુસલ આપે જે મુત્તકી અને પરહેઝગાર હોય તેમ ગુસલના એહકામો પણ બરાબર જાણતો હોય. ગુસલ આપવાવાળો સંજોગ વખતે જો કોઈ એવી ખરાબ વસ્તુ જુએ જે મરવા પહેલાં તેમાં ન હતી તો તેને જાહેર ન કરે. દાખલા તરીકે (અલ્લાહુની પનાહ) મોં કાળું પડી જવું, વિગેરે વિગેરે. પણ જો તે મરવાવાળો ખુલમખુલ્લા ગુનાહો કરવામાં મશહુર હતો, અને તેના બદનમાં કોઈ આવા પ્રકારની ચીઝ દેખવામાં આવે તો પછી લોકોમાં જાહેર કરવામાં વાંધો નથી કેમકે તેનાથી લોકોમાં અલ્લાહનો ડર અને લોકોને ઈબરત હાંસિલ થશે અને મય્યતના ચહેરા પર નૂર અથવા તેના હોઠો પર મુસ્કુરાહટ વિગેરે જુઓ તો આ વસ્તુ લોકોમાં જાહેર કરવી બેહતર છે **જેથી** બીજા લોકોને નેક અમલો કરવાનો શોખ પયદા થાય. જો કોઈ માણસની મોત પાણીમાં ડુબી જવાના કારણે થઈ હોય અને તેનું બદન સડી અથવા ગળી ગયું નથી તો તેને પણ ગુસલ આપવું વાજીબ છે. જો ગુસલની નય્યતથી ત્રણ વખત તેને ડુબકીઓ આપીને પાણીથી કાઢવામાં આવે તો તેના ગુસલ માટે કાફી છે. છોકરા અને છોકરીઓ જો મુરાહિક હોય એટલે કે હજુ શહવતની હદ સુધી પહોંચ્યાં નથી તો તેમને એટલે આવા પ્રકારના છોકરા–છોકરીને મર્દ તેમ ઔરત બન્નેની નિશાની હોય અને કોઈ એક તરફ તેનો

આ પ્રકાર ઢળેલો ન હોય અને તે મુરાહિક થઈ ગયો હોય, તો તેને તયમ્મુમ કરાવવામાં આવે. નહિ તો પછી તેનો હુકમ તદ્દન નાના બાળકોની જેમ છે. જો કોઈ ઔરત મરી જાય અને ત્યાં તેને ગુસલ આપવા માટે કોઈ ઔરત ન હોય, બધા પુરૂષો જ છે તો તે ઔરતનો મહરમ (એટલે કે ઔરતને જેની સાથે હંમેશ માટે નિકાહ કરવા હરામ છે તેવો માણસ) પોતાના હાથથી તેને તયમ્મુમ કરાવે. અને જો કોઈ મરદ મરી જાય, જ્યાં ઔરતો સિવાય કોઈ મર્દ નથી, તો આનો પણ આ ઉપરોક્ત દર્શાવેલ તય્યમુમ-વાળો હુકમ છે કે મહરમ ઔરત તે મર્દ મય્યતને તયમ્મુમ કરાવે અને જો કોઈ મહરમ પણ ન હોય તો પછી કોઈ પણ પોતાના હાથો પર કપડું લપેટીને તયમ્મુમ કરાવે. તે પછી જનાઝાની નમાઝ પઢાવવામાં આવે. મય્યતના ગુસલમાં તમામ મુસલમાનોથી ફરજ ઉતરી જવા માટે નય્યત અને શરત જરૂરી છે. માટે ગુસલ આપતી વેળાએ તમામ મુસલમાનોના તરફથી નય્યત કરવી જોઈએ. હા, પણ તે મય્યતને પાક થવા અથવા ન થવા માટે નય્યત જરૂરી નથી. માટે જો નય્યત કર્યા વગર જ જો મય્યતને ગુસલ આપી દીધું હોય તો પણ ગુસલ સહીહ થઈ જશે. આ જ કારણ છે કે ડુબીને મરી જવાવાળા માટે ફરી ગુસલ આપ્યા વગર જ જનાઝાની નમાઝ પઢાવવામાં આવે તો જાઈઝ છે!



## પ્રકરણ - ૩

# મય્યતને કફન આપવાનું બયાન

મય્યતને કફનાવવા માટે કફન આપવું ફર્ઝે કિફાયા છે, મર્દો માટે ત્રણ કપડાં (૧) ઈઝાર (૨) ચાદર (૩) કમીસ, સુન્નત છે. બે કપડાં ઈઝાર અને ચાદર પણ કફન માટે કાફી છે. અને જો એવું કફન પુરતા પ્રમાણમાં ન હોય તો કમથી કમ એટલું કપડું તો હોવું જોઈએ કે તેનું આખું બદન ઢંકાઈ જાય. અને જો કોઈના માટે કફન બીલકુલ ન હોય તો પછી "ઈઝખર" જે એક પ્રકારનું ઘાસ આવે છે, તેનાથી બદન ઢાંકીને દફન કરી દેવામાં આવે! ઈઝાર અને લિફાફા તે બે ચાદરોનાં નામ છે. જેમને કફનાવવાના ટાઈમે એક બીજાને પાથરીને તેના પર કમીસ પાથરવામાં આવે છે. જે ચાદર પહેલાં બીછાવવામાં આવે છે તેને "લિફાફા" કહેવાય છે. અને જે ચાદર બીજા નંબરે બીછાવવામાં આવે છે. તેને ઇઝાર કહે છે. દરેક ચાદર એટલી પહોળી હોવી જોઇએ કે જ્યારે મય્યતને તેના પર સુવાડવામાં આવે તો તે ચાદરના બન્ને છેડા આપસમાં એક બીજા ઉપર આવી શકે. "કમીસ" તે કફની (કુર્તા)ને કહેવામાં આવે છે જેમાં કળીઓ અને આસ્તીનો (બાંયો) ન હોય. ઔરત માટે સુન્નત કફન પાંચ કપડાં છે. (૧) દિરઅ (૨) ખિમાર

(૩) લિફાફા (૪) ઈઝાર (૫) ખિરકા. અને ઔરત માટે કફને કિફાયા ત્રણ કપડાં છે. (૧) લિફાફા (૨) ઇઝાર (૩) ખિમાર. આનાથી ઓછા કપડાંમાં ઔરતને કફન આપવું મકરૂહ છે. કફને જરૂરત આનાથી પણ કમ છે. પણ એટલું હોવું જોઈએ કે મય્યતનું આખુંય બદન તેનાથી ઢંકાઇ જાય, "દિરઅ" અને કમીસમાં ફરક આ છે કે કમીસ તો તેને કહેવાય છે જેને મર્દ પહેરે છે અને "દિરઅ" આને કહે છે જેને ઔરત પહેરે છે. દિરઅમાં છાતીના ઉપરના ભાગ પર અને કમીસમાં ખભાઓ પાસેથી ચીરવામાં આવે છે. અને કફનાવવાના ટાઇમે પણ દિરઅ અને કમીસમાં આમ જ કરવું જોઈએ. દિરઅ અને કમીસ જે હયાતીમાં હોય છે તે જ મરવા પછી પણ નામ તેનું તેજ રહે છે. જોકે કટીંગમાં ફરક હોય છે. "ખિમાર" ઓઢણીને અને "ખિરકા" સીનાબંધને કહે છે. દિરઅ અને કમીસની લંબાઈ ખભાઓથી લઇને પગની ઘુંટીઓ સુધી **હોવી** જોઇએ અને તે બન્નેની પહોળાઇ એટલી હોવી જોઇએ કે મય્યત તેમાં પુરી રીતે ઢંકાઇ જાય. ખિરકાની લંબાઈ ત્રણ હાથ અને પહોળાઈ બગલથી ઢીંચણ સુધી હોવી જોઇએ કે ઢીંચણ તેમાં ઢંકાઈ જાય. "ખિમાર"ની લંબાઇ બે હાથ અને પહોળાઇ એક વેંત હોવી જોઇએ. અને જો પહોળાઇ બે હાથ કરી દેવામાં આવે તો બહેતર છે. કે ઔરતનું સતર બરાબર ઢંકાઈ જાય !!!



## પ્રકરણ - ૧૦

# જનાઝાની ઈમામતનું બયાન

જનાઝાની નમાઝનો ઈમામ બાદશાહ હોવો જોઈએ. અને બાદશાહ ત્યાં ન હોય તો તે શહેરનો હાકિમ – અને જો તે પણ ન હોય તો પછી શહેરકાઝી અને કાઝી પણ ન હોય તો ઈમામે જુમ્આ, તેના પછી મોહલ્લાના ઈમામનો હક છે. તેના પછી મૈયતના વાલીનો હક છે. એટલે કે તે માણસ જે મય્યતનો વધુ નજીકનો સગો હોય–જેમકે બેટો, છોકરાનો છોકરો, બાપ, દાદો, ભાઈ, ભત્રીજો વગેરે. વાલીના પછી ઔરતના ખાવિંદનો હક છે, તેના પછી પાડોશીનો હક છે. પણ મૈયતનો બાપ હોવા છતાં મુનાસિબ આ છે કે બેટો ઈમામત ન કરે. હા પણ જો બાપ જાહિલ હોય અને બેટો આલિમ હોય તો પછી બેટો જ ઈમામત કરે. તદઉપરાંત વાલીને ઈખ્તિયાર છે કે તે પોતે ઈમામત કરે અથવા કોઈ બીજાને રજા આપે. પણ મૈયતનો બીજો વાલી જે આ વાલી સાથે ઇમામતનો બરાબરનો હક ધરાવે છે તો તે બીજાને નમાઝ પઢાવવાથી રોકી શકે છે. ભલે પછી તે નાનો જ કેમ ન હોય ! જો વાલીની રજા વગર કોઈ એવા માણસે નમાઝ પઢાવી જેને ઇમામતનો હક ન હતો, તો વાલીનો હક છે કે જો તે ચાહે તો ફરીથી જનાઝાની નમાઝ પઢાવે અને જો

મૈયત દફન કરી દેવામાં આવી હોય તો તેની કબર ઉપર નમાઝ પઢી શકાય છે. જ્યાં સુધી કે મૈયતને ફૂલી ફાટી જવાનો ગુમાન ન થઈ જાય. જો ઈમામ બેવુઝૂ હોય અને પોતાની જગ્યાએ કોઈ મુક્તદીને ઇમામ બનાવી દે તો પણ દુરૂસ્ત છે. બિલકુલ આવી રીતે જેમકે પાંચ ટાઇમની નમાઝમાં થઈ શકે છે. જો મૈયતનો વાલી બિમાર હોય અથવા કોઇ કારણોસર ઉભો થઇ શકતો ન હોય અને તે જ ઈમામ પણ હોય અને તે બેસીને નમાઝ પઢાવે તો દુરૂસ્ત છે અને જો ફૂક્ત ઔરતો જ જનાઝાની નમાઝ પઢે તો તેનાથી ફર્ઝની જવાબદારીથી મુક્ત થઈ જવાશે. પણ મુસ્તહબ આ છે કે ઔરતો વગર જમાઅતે એક વખત અલગ અલગ નમાઝ પઢે. અને જો જમાઅતથી પઢી તો પણ જાઇઝ છે.



## પ્રકરણ-૧૧

# જનાઝો ઉઠાવવાનું અને તેની સાથે જવાનું બયાન

જનાઝાને ઉઠાવવો તેમજ તેને લઈને ચાલવાનો સુન્નત તરીકો આ છે કે મૈયતને ચારપાઇ અથવા તખતા ઉપર ચીત્તો સુવાડીને ચાર મર્દો તેના ચારે પાયાઓને પોતાના ખભા ઉપર મુકીને જનાઝો લઈ ચાલે. પણ જરૂરતના ટાઈમે

જ્યારે કે ઉઠાવવાવાળા ઓછા હોય, જેટલા પણ હોય જાઈઝ છે. જ્યારે જનાઝો લઈને ચાલવા લાગે તો મુસ્તહબ આ છે કે પહેલાં દસ દસ કદમ સુધી ચારેય બાજુએથી ઉઠાવે. આની રીત આ છે કે જ્યારે જનાઝો ઉઠાવવામાં આવે તો ઉઠાવવાવાળાઓમાંથી એક માણસ તેના જમણા ખભા ઉપર જનાઝાના માથાવાળા ભાગની જમણી બાજુને મુકીને દસ કદમ બરાબર ગણીને ચાલે. આવી રીતે પાછલા ભાગને પણ પોતાના તે જ જમણા ખભા ઉપર ઉઠાવીને દસ કદમ ચાલે, તે પછી ડાબા ખભા ઉપર તેની (મૈયતના) આગળના ભાગને મુકીને દસ કદમ સુધી ચાલે. તે પછી તે જ ભાગની પાછલી તરફને તે જ ડાબા ખભા ઉપર લઈ ને દસ કદમ ચાલે. આવી રીતે બધા ચાલીસ કદમો થશે. હદીસ શરીફમાં આવે છે કે જે માણસ જનાઝાને ચાલીસ કદમ સુધી ઉઠાવે તો તે ચાલીસ કદમોના બદલે તેના ચાલીસ કબીરા ગુનાહ માફ થઈ જશે !

અરથી ઉપર જનાઝો લઈને જવું મના છે. એટલા માટે કે તેમા હિન્દુઓ સાથે મુશાબેહત છે. જનાઝાને વારી-વારીથી કાંધો બદલતાં બદલતાં લઈ જવો જોઈએ. જનાઝો લઈ જવામાં જલ્દી જલ્દી ચાલવું સુન્નત છે. પરંતુ એટલી ઝડપથી ન ચાલે જેનાથી જનાઝાને ઝટકા પહોંચે. નાના બાળકોના જનાઝાને એક માણસ પોતાના હાથ પર લઈ જાય. જનાઝાની પાછળ ચાલવું બેહતર છે. અને આગળ આગળ ચાલવું પણ જાઈઝ છે. પણ ઘણું જ આગળ અથવા ઘણું જ

પાછળ ચાલવું મકરૂહ છે. જનાઝાની ડાબી, જમણી બાજુએ ન ચાલવું જોઈએ. બલ્કે નજીક આગળ પાછળ ચાલે. જનાઝાની પાછળ સવાર થઈને ચાલવામાં વાંધો નથી. અલ-બત્ત જનાઝાની આગળ સવાર થઈને ચાલવું મકરૂહ છે. અફઝલ આ છે કે જનાઝાની સાથે પગપાળા ચાલે. એટલા માટે કે તેમાં આજેઝી તેમજ ઈન્કેસારી પણ છે. અને હુઝુરે પાક (સલ૦) ની ઈત્તેબાઅ પણ છે. હઝરત જાબિર બિન સમોરા (રદી૦) થી રિવાયત છે કે નબીએ પાક (સલ.) હ. ઈબ્નુદ દહદાહ (રદી૦) ના જનાઝામાં પૈદલ અને પગ-પાળા ચાલીને તશરીફ લઈ ગયા હતા. અને વાપસીમાં આપ (સઅ.) ઘોડા ઉપર સવાર થઈને તશરીફ લાવ્યા. (તિર્મિઝી) જનાઝાને ગરદન ઉપર નાંખીને તેમજ કોઈ જાનવર ઉપર નાંખીને લઈ જવું મકરૂહ છે. જનાઝાને જોઈ ને ઉભા થઇ જવું મના છે. હા પણ જો કોઈ તેની સાથે જવાના ઈરાદાથી ઉભો થાય તો જાઈઝ છે. આવી રીતે જો કોઈ નમાઝ પઢવાની જગ્યાએ બેઠો હોય તો ત્યાં સુધી ત્યાંથી ન ઉઠે જ્યાં સુધી કે જનાઝો જમીન ઉપર મુકી દેવામાં ન આવે. આવી રીતે જ્યારે જનાઝો કબર પાસે પહોંચી જાય તો જ્યાં સુધી જનાઝો જમીન ઉપર મુકવામાં ન આવે લોકો જમીન ઉપર બેસે નહિ. જનાઝાની નમાઝ પઢયા વગર જ જનાઝો છોડીને ચાલી નીકળવું મના છે. અલબત્ત જનાઝાની નમાઝ પઢીને વાલીથી ઇજાજત લઈ ને અથવા તેની ઈજાજત વગર પણ જવું જાઈઝ છે. પણ તે લોકો કે જેમના જવાથી વાલીને ડર લાગે તો તે લોકોએ વાલીનો ખ્યાલ

રાખવો જોઇએ. જનાઝાની સાથે ચાલવાવાળાઓને જોઇએ કે પોતાના દિલમાં અલ્લાહનો ડર રાખતાં તેમ પોતાના ગુનાહો તેમ મોતને નજર સમક્ષ રાખતાં ગમગીન સુરત બનાવીને ગુનાહોથી તૌબા કરતાં ચાલવું જોઇએ. દુનિયાની વાતો કરતાં કરતાં તેમ હસતાં હસતાં ન ચાલવું જોઇએ. વધુ ભાગે તો ખામોશ જ રહેવું જોઇએ. અને વગર જરૂરતે વાત પણ ન કરવી જોઇએ. જનાઝાની સાથે ચાલતાં કલ્મો અથવા દરૂદેપાક અથવા કુરઆને પાક અથવા બીજું કોઈ અલ્લાહનું ઝિક્ર ઊંચા અવાઝે કરવું મકરૂહે તહરીમી છે. જેમકે આજકાલના આમ લોકોની આદત છે. આનાથી બચવું જોઈએ. વધુ ભાગે લોકો આ મસઅલાથી નાવાકિફ છે. ઉલમાએ કિરામને જોઈએ કે લોકોને આનાથી રોકે. પણ જો કોઈ કંઇ પઢવા ચાહે તો દિલદિલમાં પઢી શકે છે—જનાઝાની સાથે ઔરતોનું જવું દુરૂસ્ત નથી. ઔરતોને આમ કરવાથી મના કરવું જોઈએ. એટલા માટે કે જ્યારે ઔરતો ઘેરથી કબ્રસ્તાન જવાનો ઇરાદો કરે છે, તો તે ઔરતો પર અલ્લાહ પાક અને તેના ફરિશ્તાઓની લાનત વરસે છે, અને જ્યારે ઔરતો ઘેરથી નીકળે છે, તો શૈતાન તેમને ચારે ય બાજુઓથી ઘેરી લે છે અને જ્યારે કબરો પાસે પહોંચે છે તો મુરદાઓની રૂહો તેમના ઉપર લાનત કરે છે. અને જ્યારે તે ઔરતો ત્યાંથી પાછી ફરે છે તો પણ ખુદાની લાનત વરસે છે. (આ મસઅલો "મુસ્તમલી" નામની કિતાબમાં આપવામાં આવ્યો છે.) માતમમાં કાળો લિબાસ પહેરવો તેમ મુરદા પર અવાઝથી રડવું અને પોતાનું

ગરેબાન ફાડી નાંખવું, મોં નોંચવું, માથું પીટવું, છાતી કુટવી, તેમ સાથળો પીટવો આ બધું હરામ છે! પણ ફક્ત આંસુ વહાવવાં અને દિલથી ગમ જાહેર કરવામાં કોઈ વાંધો નથી. કેમકે આ ચીઝ તો ઇન્સાની શક્તિ બહારની છે, જ્યારે કે ઉપરોક્ત બાબતો એવી છે કે તેના પર કાબુ મેળવી શકાય છે. જો માતમ કરવાવાળીઓ જનાઝાની સાથે આવવા ચાહે તો જેવી રીતે પણ બની શકે તેમને રોકવી જોઇએ. અને જો તે તેનાથી ન રૂકે તો જનાઝાની સાથે ચાલવાવાળાઓએ જનાઝો છોડી દેવો જોઇએ નહિં. પરંતુ તે ઔરતોને સાથે ચાલવાને દિલથી ખોટું સમજે. જનાઝાને તેની આખરી મંઝીલ સુધી પહોંચાડી દેવો જોઇએ.!!



### પ્રકરણ – ૧૨

## દફન અને કબરનું બયાન

મય્યતનું દફન કરવું ફર્ઝે કિફાયા છે. "બગલી" કબર બનાવવી સુન્નત છે. જો જગ્યા નરમ હોય કે બગલી કબર ન બની શકતી હોય તો પછી "સન્દુકી" સીસ્ટમની કબર બનાવવી પણ જાઇઝ છે. બગલી કબર બનાવવાની

રીત આ પ્રમાણે છે કે મૈયતની લંબાઇની બરાબર અથવા એક વચગાળાના માણુસના સીનાની બરાબર અથવા પુરા કદની બરાબર ઉંડી ખોદવામાં આવે. કદદે આદમ (ઈન્સાનના કદની) બરાબર ઉંડી ખોદવી બેહુતર છે. આવી રીતે લંબાઈમાં પણ જો મૈયતના કદથી વધારે લાંબી રાખવામાં આવે તો બેહુતર છે કે મૈયતને તંગી ન પડે. તે પછી તેમાં કિબલાની બાજુએ અંદરના ભાગમાં આટલી જ લાંબી બીજી ઔર ખોદવામાં આવે જે એટલી પહોળી હોય કે તેમાં મુરદું બરાબર આવી શકે તે જગ્યાને "લહુદ" કહેવામાં આવે છે. તે લહુદમાં મુરદાને જમણા પાસા પર સુવાડવું જોઈએ. અને તેનું મોં કિબલા તરફ કરવામાં આવે. તેના પાછલા ભાગમાં માટી ઢેલાનો સહારો આપવો જોઈએ કે તેનું મોં કિબલાની તરફથી ફરી ન જાય. તે પછી કાચી ઇંટો અથવા લાકડાં વગેરે લહુદના મોં પર મુકી તેને બંધ કરી દેવામાં આવે. અને માટી નાંખીને કબર બનાવવી જોઇએ.

"સન્દુકી" કબર બનાવવાની રીત આ પ્રમાણે છે કે કબરને લંબાઈ અને ઉંડાઈમાં એવી રીતે ખોદવી જોઈએ કે જેમકે ઉપર બયાન કરવામાં આવ્યું. પણ પહોળી એટલી હોવી જોઇએ કે તેમાં મુરદાની બન્ને બાજુઓની જગ્યાઓને કાચી ઇંટોથી ચણી દેવામાં આવે. નહિ તો લાકડાં અથવા પાટિયાં બન્ને સાઈડોમાં એવી રીતે ઊભાં કરવામાં આવે કે મુરદા માટે તેમાં જગ્યા ખુલેલી રહે. બસ આ "સન્દુકી" કબર છે. આ સન્દુકી કબરમાં "લહુદ" બનાવવામાં આવશે નહિ.

મુરદાને તેમાં મુકીને તેના પછી તે કાચી ઈંટો પર જે ચણી દેવામાં આવી છે. અથવા તે પાટિયાં અથવા લાકડાં વગેરે ઊભાં કરવામાં આવ્યાં છે તેના ઉપર બીજાં પાટિયાં લાકડાં અથવા ઈંટો વગેરે મુકીને છત બનાવી દેવી જોઈએ એવી રીતે કે જે છત (છાપરા જેવું) તેના ઉપર બનાવવામાં આવ્યું છે. તે મૈયતથી જરા છેટું રહેવું જોઈએ. તેની સાથે લાગી ન જાય. તે પછી તેના ઉપર માટી નાંખીને પુરી કબર બનાવી દેવામાં આવે. તદ્ઉપરાંત એક તરીકો આ પણ છે કે કબર એવી રીતે ખોદવામાં આવે કે પહેલાં એક હાથ ઊંડી અને મુરદાના કદની બરાબર અથવા એનાથી કંઈ અંશે લાંબી ખોદીને તેની બન્ને બાજુએ એક એક વેંત જગ્યા છોડીને વચમાં એટલી લાંબી અને પહોળી બીજી કબર ખોદવામાં આવે કે જેમાં મુરદું બરાબર આવી શકે. આવી કબરને પણ હિન્દુસ્તાનમાં "લહદ" કહે છે. અને તે ભાગ જે તેના ઉપર હોય છે તેને "હૌઝા" કહેવામાં આવે છે. આ કબર પણ ઈન્સાની કદની બરાબર અથવા છાતી સુધી પહોંચે તેટલી ઉંડી હોવી જોઈએ. આ સુરતમાં પણ લહદ બનાવવામાં ન આવે. કબરના આ બન્ને પ્રકારોને સન્દુકી કહેવામાં આવે છે. [redacted] મુરદાને મુકીને પાટિયાં, લાકડાં, કાચી ઈંટો અથવા પત્થર મુકીને એક એક વેંત જેટલી જગ્યા છોડીને તેના ઉપર છત (છાપરૂં) બનાવવામાં આવે. તે પછી તેના પર માટી નાંખીને કબર બનાવી દેવામાં આવે. આજ કાલ વધુ ભાગે આવા જ પ્રકારની કબરો બનાવવાનો રિવાજ છે. કબર જમીનથી એક વેંત બરાબર ઉંચી બનાવવી સુન્નત છે.

અને જો કંઈ અંશે વધારે ઉંચી બની જાય તો પણ વાંધો નથી. કબર ચોખંડી બનાવવામાં ન આવે. પણ ઉપરથી ઊંટના ઢેકાની જેમ ઢાળવાળી બનાવવામાં આવે. મુરદાને જેટલા માણસો સહેલાઇથી ઉતારી શકતા હોય ઉતારે. તેની કોઇ ખાસ સંખ્યા મુકર્રર નથી. હા પણ ઉતારવાવાળા શક્તિશાળી અને મજબુત હોવા જોઈએ. કે તે મુરદાના આરામ અને શાન્તિપુર્વક કબરમાં ઉતારી શકે. ઔરતને તેના મહુરમો કબરમાં ઉતારે. જેમકે બેટો, બાપ, ભાઈ અને જો આ ન હોય તો જે પણ સગાઓ તેણીના વધુમાં વધુ નજીકના હોય તે લોકો ઉતારે. પણ જરૂરત પડે તો દુરના રિશ્તેદારોને પણ ઉતારવામાં વાંધો નથી. જ્યાં સુધી સગા સંબંધીઓ હોય ગૈર સંબંધીઓએ ન ઉતારવું જોઈએ. જો મુરદાનું તેના સગામાંથી કોઈ પણ ન હોય તો પડોશી-ઓમાંથી દીનદાર પરહેઝગાર તેમ વૃદ્ધ માણસોને આ સેવા આપવી જોઈએ. મૈયતને કબરમાં **ઉતારવા** માટે ઔરતોને ઉતરવું જાઈઝ નથી. એટલા માટે કે નબીએ પાકે (સલ૦) ઔરતો અને કાફિરોને કબરમાં ઉતરવાથી મના ફરમાવ્યું છે. જ્યારે મૈયતને કબરમાં મુકવામાં આવે તો આ દુઆ પઢવી જોઈએ :–"બિસ્મિલ્લાહે વઅલા મિલ્લતે રસૂલિલ્લાહે સલ્લ-લ્લાહો અલૈહે વસલ્લમ !" જ્યારે મૈયતને કબરમાં મુકી દેવામાં આવે તો કફનની ત્રણેય ગાંઠો ખોલી નાંખવામાં આવે. કબરમાં મૈયતનું મોં બતાવવું જાઈઝ છે. જ્યારે પાટિયાં વગેરે મુકી દેવામાં આવે તો પાટિયાં પર સિર્હાના (માથાની)

બાજુએથી ત્રણ ત્રણ મુઠીઓ માટી નાંખવી સુન્નત છે. પહેલી વખત માટી નાંખતી વેળાએ આ પ્રમાણે દુઆ પઢે. "મિન્હા ખલકનાકુમ" અને બીજી વખતે "વફીહા નુઈદુકુમ" અને ત્રીજી વખતે "વમિન્હા નુખરિજોકુમ તારતન ઉખરા." મુરદાને કિલ્લાની બાજુએથી કબરમાં દાખિલ કરવું મુસ્તહબ છે. મુરદાની નીચે ચાદર અથવા બીજી કોઈ ચીઝ પાથરવી મકરૂહ છે. જો કોઈ જગ્યાએ જમીન ઘણી જ નરમ હોય અથવા રેતાળ હોય કે કબર બની શકતી નથી તો મૈયતને "તાબૂત" માં મુકીને દફન કરવું જાઈઝ છે. તાબૂત પછી લોઢાનો હોય અથવા પત્થર કે લાકડાનો ! જો તાબૂતમાં દફન કરવામાં આવે તો તેમાં નીચે માટી પાથરી દેવી સુન્નત છે. અને અંદરના ભાગમાં પણ માટી લીંપી દેવામાં આવે. દફન કરવા પછી કબર ઉપર પાણી છાંટવું મુસ્તહુબ છે. આની રીત આ પ્રમાણે છે કે પહેલાં માથાની બાજુએથી પાછળ (પગો) સુધી કિબ-લાની તરફથી ત્રણ વાર છાંટવામાં આવે. તે પછી બીજી બાજુએ આવી જ રીતે કરવામાં આવે. કબરમાંથી જેટલી માટી નીકળી હોય તે જ માટી નાંખવામાં આવે. કબરમાંથી જેટલી માટી નીકળી હોય તે જ માટી નાંખવામાં આવે, તેનાથી વધારે અથવા ઓછી નાંખવી મકરૂહ છે. પણ ઈમામ મોહંમદ (રહ૦)થી રિવાયત છે કે જો થોડી ઘણી વધારે પણ નાંખવામાં આવે તો વાંધો નથી. દફનના ટાઈમે ઔરતની કબર પર પરદો કરવો મુસ્તહબ છે. પણ મરદની કબર પર પરદો કરવો જાઈઝ નથી. ઔરતની કબરમાં માથાની બાજુએથી ચાટિયાં વગેરે મુકવાનું શરૂ કરવાનું મુસ્તહબ છે. અને

અને કબરમાં પગો બાજુએથી. જો પાટિયાં વગેરે મુકવામાં વચમાં કાણાં (ખાલી જગ્યા) રહી જાય તો તેને કોઈ રીતે બંધ કરી દેવાં મુસ્તહબ છે કે મુરદા પર માટી પડે નહિ. કાચી ઈંટો અથવા વાંસ લહદ પર મૂકવા મુસ્તહબ છે અને ટાટ મુકવા વિષે ઈખ્તેલાફ છે. અમુક ઉલ્માઓએ મકરૂહ લખ્યું છે .જ્યારે અમુક ઉલ્મા જાઈઝ કહે છે.

લહદના ઉપર પાકી ઈંટો અથવા મજબૂત જાતનાં લાકડાં મુકવાં મકરૂહ છે. શર્ત આ કે મૈયતને અડીને હોય. અથવા તેની આજુબાજુએ હોય. પરંતુ જો કોઈ જગ્યા ઘણી જ નરમ હોય અથવા ફાડી ખાનાર જાનવરોનો ભય હોય તો હિફાઝત માટે મૈયતથી જરાક અલગ રાખીને લગાડવાં દુરૂસ્ત છે. અને મૈયતના ઉપર પણ મુકવાં ઉપરોક્ત કારણોસર જાઈઝ છે! મૈયતને રાત્રે દફન કરવી જાઈઝ છે. પણ દિવસે બેહતર છે. મૈયતને કબ્રસ્તાનમાં દફન કરવી કે જ્યાં ઉલમા, નેક લોકો અને બુઝુર્ગો દફન હોય ત્યાં બેહતર છે! મૈયતને દફન કર્યા પછી મુસ્તહબ છે કે ત્યાં બેસીને થોડી વાર સુધી કુરઆને પાક પઢવું. અને દુઆ, દરૂદશરીફ પઢવામાં આવે અને પઢવાનો સવાબ તે મૈયતની રૂહને બખ્શી દેવામાં આવે. અને તેના માટે મગફિરતની દુઆ અને સવાલ જવાબમાં મક્કમતા માટે અલ્લાહ પાકથી દુઆ કરવામાં આવે. અને એટલી વાર સુધી બેસવામાં આવે જેટલી વારમાં કે ઊંટ ઝબ્હ કરીને તકસીમ કરવામાં આવે છે. તેના પછી ત્યાંથી ઉઠીને જવું જોઈએ. નબીએ પાક (સલ.) નો આ જ હુકમ છે. તેમ આપ (સલ.)નું અમલી સ્વરૂપ પણ આ પ્રમાણે જ

સાબિત છે.! તદુઉપરાંત આ પ્રકારનું પઢવું. દુઆ કરવી વગેરે મૈયતના સવાલો જવાબના ટાઈમે પસંદગી અને ભય અને ડરને દૂર થવાનું કારણ પણ છે. જેમકે સહીહ મુસ્લિમમાં અમુક સહાબાઓ (રદી.) થી આ પ્રમાણે જ મનકૂલ છે. આથી જાણી શકાય છે કે આ જમાનામાં અમુક જગ્યાએ આ રસમ છે કે મૈયતને દફન કરવા પછી ચાલીસ કદમ સુધી જાય છે. ફરી ત્યાંથી પાછા આવીને ફાતેહા વગેરે પઢે છે. આ બિદઅત છે. અને સુન્નત વિરુદ્ધ છે. આ મસઅલાને યાદ રાખવો જોઇએ! જે કબર દબી જાય તેને ઠીક કરવું જાઈઝ છે. છતાં તેને તે જ હાલત પર છોડી દેવું વધુ બેહતર છે. એટલા માટે કે મોમિનની દબી પડી ગયેલી કબર ઉપર અલ્લાહની રહમત ઉતરે છે. કબરને પાકી બનાવવી તેમજ માટીથી તેને લીંપાવી અને તેના ઉપર કંઈ લખવું અને ઈમારત બનાવની હદીસો તેમ ફોકહાઓના નજીક મકરૂહ છે. અમુક કિતાબોમાં લખ્યું છે કે સિવાય પાકી કબર બનાવવા પાછળની ત્રણ ચીઝો દુરૂસ્ત છે! ( અલ્લાહ વધુ જાણનાર છે. )



## પ્રકરણ - ૧૩

# શહીદના એહકામ

તે મુસલમાન જે આકિલ બાલિગ અને પાકીની હાલતમાં હોય અને એવી રીતે નાહક મારી નાંખવામાં આવે કે તેના મરવાથી કિસાસ (ખૂનનો બદલો ખૂન) વાજીબ થાય. ભલે પછી તે (કિસાસ) કોઈ કારણોસર મુલ્તવી કરી દેવામાં આવે. જેમકે બાપે બેટાને મારી નાંખ્યો તો (કાયદાની દૃષ્ટિએ) બાપ પર કિસાસ વાજીબ છે. પરંતુ બાપ હોવાને કારણે તેનાથી કિસાસ લેવામાં આવતો નથી. અથવા આ પ્રકારનું કોઈ બીજું કારણ બને. અને તે (મરવાવાળો) મુરતસ પણ ન હોય. (મુરતસનો અર્થ ઈ.અ. આગળ બયાન કરવામાં આવશે) અથવા તેને બળવાખોરોએ તેમ ગેરમુસ્લિમોએ તેમ ડાકુઓએ કતલ કરી નાંખ્યો હોય. ભલે પછી કતલ કરવામાં કોઈ પણ રીત અજમાવી હોય અથવા લડાઈના મેદાનમાંથી મરેલો મળી આવ્યો હોય. અને તેમાં કતલની કોઇ નિશાની પણ હોય. જેમકે આંખ અથવા કાનમાંથી ખુન નીકળવું. અથવા તાજું ખુન મોંથી નીકળવું-વિગેરે. તો બધા જ પ્રકારોમાં આવા મરનાર માણસને હકીકી શહીદ કહેવામાં આવશે. હા પણ જો તેના મોંથી જામેલું ખુન નીકળે, અથવા

નાક તેમ પેશાબ–પાખાનાની જગ્યાએથી – તો પછી આ પ્રકાર શહીદે હકીકીમાં ગણાશે નહિ!

હકીકી શહીદનો હુકમ આ પ્રમાણે છે કે તેના બદનથી હથિયારો, મોજાઓ તેમ જે ચીઝો કફનના અલાવાની છે, તે બધી ઉતારી લેવામાં આવે અને ગુસલ આપ્યા વગર જ તેજ ખુનવાળા કપડામાં જનાઝાની નમાઝ પઢીને દફન કરી દેવામાં આવે. પણ શરત આ કે તેના બદન પર કપડાં સુન્નત કફનના પ્રમાણે હોય. એટલે કે મર્દ માટે ત્રણ કપડાં અને ઔરત માટે પાંચ કપડાં જેમકે આગળ બયાન કરવામાં આવ્યું છે, જો સુન્નત કફન કરતાં તેના બદન પર વધારે કપડાં હોય તો ઓછાં કરી દેવામાં આવે. અને સુન્નત કફન કરતાં ઓછાં કપડાં તેના બદન પર હોય તો કપડાંની મિકદાર પુરી કરી દેવામાં આવે કે સુન્નત પ્રમાણે તેનું કફન થઇ જાય! ઈમામે અબૂ હનીફા (રહ.) ના નજીક હકીકી શહીદ હોવા માટે આકિલ (પાગલ ના હોવું) બાલિગ (નાબાલિગ ના હોવું) પાક હોવું શરત છે. અને જો નાબાલિગ, પાગલ તેમ હૈઝ–નિફાસવાળી ઔરત અને ગુસલની હાજતવાળો શહીદ થઇ જાય તો તેમને ગુસલ તેમ દફન આપવામાં આવશે. પણ સાહેબૈન ઈમામ અબૂયુસૂફ (રહ.) અને ઈમામ મોહંમદ (રહ.)) ના નજીક આ બધાંને ગુસલ તેમ કફન આપવામાં આવશે નહિ. અને તેમનો હુકમ શહીદે હકીકીની જેમ ગણાશે!

જો બાપ પોતાના બેટાને મારી નાંખે, અથવા બીજો કોઇ માણસ તેના બેટાને મારી નાંખે, અને બાપ કિસાસ

માફ કરી દે. અથવા ખુનબહા (ખુનનો બદલો રકમના સ્વરૂપમાં) લઇને કિસાસ માફ કરી દે! મતલબ આ છે કે ભલે કિસાસ લે અથવા ન લે, તેમ ખુનબહા લે અથવા ન લે–આ સર્વ હાલતોમાં મકતૂલ માણુસ શહીદે હકીકી ગણાશે. "ખુનબહા" અથવા કિસાસ લેવા અથવા ન લેવાથી તેને હકીકી શહીદ હોવા પર કોઇ અસર પડશે નહિ. જો કોઇ માણુસ શહેર, ગામ અથવા કોઇ એવી જગ્યાએ મરેલો મળી આવે, જ્યાં મળી આવવા પર દિયત (ખુનબહા) વાજીબ થાય છે. જેમ કે જુમ્મા મસ્જીદમાં તેમ મેઇનરોડ પર અથવા કિસાસ તેમ કોઈ ગુનાહની સજામાં મારી નાંખવામાં આવે અથવા કોઇ જાનવર ફાડી ખાય. અથવા ઝખમી થયા પછી મુરતસ બને. એટલે કે લડાઈ બંધ થયા પછી એટલી વાર સુધી જીવતો રહે કે કંઇ ખાઈપીને સુઈ જાય અથવા દવાદારૂ કરાવી શકે. અથવા વસીયત કરે. અથવા વેચવા–ખરીદવાની વાતચીત કરે અથવા લડાઈના મેદાનમાંથી સભાન (ભાન સાથે) ઉડીને તંબુમાં આવે. અથવા તેને બીજો કોઇ ઉઠાવીને લાવે. અને તે ભાનમાં હોય. અને પછી રસ્તામાં મરી જાય. અથવા તંબુ સુધી પહોંચીને અથવા તે એક જગ્યાએથી ઉડીને બીજી જગ્યાએ જાય. જ્યારે કે તેને ઘોડા, ટટ્ટુ, વિગેરેથી કચડાઈ જવાનો ભય ન હોય. તો આ ઉપરોક્ત તમામ પ્રકારોમાં તે મકતૂલ (મરવાવાળા) ને ગુસ્લ અને કફન આપવામાં આવશે. આ બધી સુરતોમાં તે "મુરતસ" કહેવામાં આવશે. પણ આ શર્તે કે આ તમામ ચીઝો લડાઈ ખતમ થવા પછી અમલમાં આવે. જો લડાઇ

ચાલુ હોય અને તે ઉપરોક્ત બાબતોમાંથી કોઇ બાબત પેશ આવે તો તે મુરતસ કહેવાશે નહિ. મતલબ આ કે ઉપરોક્ત તમામ બાબતોના કારણે તે હકીકી શહીદ કહેવામાં આવશે નહિ. આ માટે આવા માણસને ગુસલ અને કફન આપવામાં આવશે ! જો કોઈ મુસલમાન કોઈ મુસ્લિમને મારવાનો ઇરાદો કરે, પણ સંજોગવશાત તે તેનું જ હથિયાર પોતે તેને જ લાગી જાય. જેનાથી તે મરી જાય તો તેને ગુસલ અને કફન બન્ને આપવામાં આવશે. છતાં તે આખેરતના સવાબની દૃષ્ટિએ શહીદ ગણાશે, જેવી રીતે કે પાગલ, નાબાલિગ ગુસલની હાજતવાળો તેમ હૈઝ નિફાસવાળી ઔરત તેમ "મુરતસ" અથવા તે માણસ જે કોઈ દીવાલ પડવાના કારણે નીચે દબાઈને મરી જાય અથવા પાણીમાં ડુબીને તેમ આગમાં બળીને અથવા સફરની હાલતમાં તેમ ઇલ્મ તલબ કરવાની હાલતમાં અથવા જુમ્આના દિવસે યા જુમ્આની રાતમાં અથવા પેટની બીમારીમાં યા કોલેરાની બીમારીમાં તેમ બીજી કોઈ બીમારી ફાટી નીકળવામાં અથવા તે ઔરત જે ડીલેવરી (સુવાવડ) ની તકલીફથી મરી જાય, તો આ સર્વે પ્રકરોમાં ગુસલ અને કફન તો આપવામાં આવશે. પણ આ ઉપરોક્ત દર્શાવેલા તમામ પ્રકારના માણસો આખેરતના સવાબની દૃષ્ટિએ શહીદના હુકમમાં છે. ઇમામ સયૂતી (રહ૦) એ શહીદોની સંખ્યામાં ત્રીસ પ્રકારના માણસોનો સમાવેશ કરેલો છે !



## પ્રકરણ – ૪

# મરદને કફનાવવાની રીત

મરદને કફનાવવાની રીત આ પ્રમાણે છે કે પહેલાં "લિફાફા" કોઈ ચીજ પર બીછાવી દેવામાં આવે. દાખલા તરીકે કોઈ ટાટ, ખાટલો, અથવા પાટિયા વિગેરે પર જેને સન્દલ અને અગરબત્તીની ધુણી આપવામાં આવી હોય. તેના પર ખુશ્બુનો છંટકાવ કરવા પછી તેના પર ( લિફાફા પર ) ઇઝાર બીછાવવામાં આવે અને તેના પર પણ ધુણી આપીને ખુશ્બુનો છંટકાવ કરવામાં આવે. આ તો માલુમ થઈ ગયું કે ધુણી સંદલ અથવા અગરબત્તી વિગેરેની હોવી જોઈએ તે પછી મુરદાને પાક સાફ કપડાથી બરાબર લુછી નાંખી તે પછી તેના માથા અને દાઢીમાં "હોનૂત્" અને સિજદાના સાતે ભાગો પર કપુર લગાડીને ગુસલની જગ્યાએથી સાવચેતીપૂર્વક કે તેનું સતર ખુલવા પામે નહિ તે બીછાવેલા કફન ઉપર જેમાં સૌથી ઉપર કફની છે તેના પર તે મુરદાને મુકવામાં આવે અને કફનીમાં ચીરેલી જગ્યાએથી પગ વાટે તે મય્યતને દાખલ કરવામાં આવે આવી રીતે પુરી કફની મય્યતને પહેરાવી દેવામાં આવે. તે પછી પહેલાં ડાબી બાજુએથી છેડો વાળવામાં આવે. પછી જમણી બાજુએથી જેના કારણે જમણી બાજુનો છેડો ઉપર

આવી જાય. તે પછી આવી જ રીતે "લિફાફા"ને પણ તેના પર લપેટવામાં આવે તે પછી કફનને બન્ને છેડા પગ અને માથા તરફથી બાંધી દેવામાં આવે કે કફનને ઉડી જવા તેમ ખુલી જવાની બીક ન રહે. કફની પહેરાવવા પછી સીવવું બન્ને રીતે જાઈઝ છે. ઇમામ હુલવાંઇ (રહ,)ના મત મુજબ બેહતર આ છે કે કફની પહેરાવી દીધા પછી સીવી દેવામાં આવે!!!



પ્રકરણ-૫

# ઔરતોને કફનાવવાની રીત

ઔરતોને કફનાવવાની રીત આ પ્રમાણે છે કે સૌથી પહેલાં "ખિરકા" એટલે કે સીનાબંધને કોઈ પાક ચીઝ ઉપર બીછાવી દેવામાં આવે. ફરી તેના પર "લિફાફા" અને લિફાફા પર ઇઝાર અને ઇઝાર પર દિરઅ એટલે કે કફની, તે પછી દરેકને ધુણી આપી તેના પર ખુશબુદાર ચીઝનો છંટકાવ કરવામાં આવે. જેવી રીતે કે મરદને કફનાવવાના બયાનમાં જાણ્યું. તેના પછી બદન પાક સાફ કપડાથી બરાબર લુછી નાખીને "હોનૂત" તેના માથામાં અને સિજદાની સાત જગ્યાઓ પર પર કપુર લગાવીને તેના બદનને બરાબર સારી રીતે ઢાંકીને લાવવામાં આવે. ગુસલની જગ્યાએથી તેના પરદાને ખ્યાલ પુરતો

રાખતાં લાવીને "કફની" પર સુવાડવામાં આવે. તે પછી પહેરાવી દેવામાં આવે તે પછી તેના માથાના બાલોના બે ભાગ કરીને કફનીના ઉપર છાતી પર મુકવામાં આવે. અને "ખિમાર" ઓઢણીના બન્ને કિનારાઓથી તે બાલોને છુપાવી દેવા પછી "ખિમાર" ઓઢણીના ઉપર ઇઝાર અને તેના ઉપર "લિફાફા" લપેટી દેવામાં આવે, જેવી રીતે મરદના કફનને બયાન કરવામાં આવ્યું છે તે પછી "ખિરકા" સીનાના ઉપરથી બગલના નીચે લઇને ઢીંચણના નીચે સુધી લપેટી દેવામાં આવે. જેમકે આગળ બયાન કરવામાં આવ્યું છે કે પહેલાં ડાબી બાજુએથી વાળવાનું શરૂ કરવામાં આવે કે જમણો ભાગ ઉપર આવી જાય. તે પછી કફનીના કિનારા અને કમરની જગ્યાને બાંધી દેવામાં આવે. આ કારણે કે સતર બરાબર ઢંકાયેલું રહી શકે. જોહર રૂન્નય્યેરા નામી કિતાબમાં લખ્યું છે કે જાહેરી મઝહબ આ છે કે "ખિરકા"ને "લિફાફા" અને "ઇઝાર"ની વચ્ચે રાખવામાં આવે!!

લોંડી (બાંદી-દાસી) નું કફન પણ આઝાદ ઔરતોની જેમ જ છે. ખુન્સામુશ્કિલ (જેની તારીફ પાછલા પૃષ્ઠો પર આપવામાં આવી છે.) ઔરતની જેમ અને "મુરાહિક" (જે જવાનીની નજીક હોય) બાલિગની જેમ. અને "મુહરિમ" (એટલે કે હજ્જ અથવા ઉમરાનો એહરામ બાંધેલો માણુસ હલાલ (જેણે એહરામ ન બાંધ્યો હોય તે માણસ)ની જેમ છે. નાના છોકરા માટે કફનનું એક કપડું પણ કાફી છે. અને નાની બાળકી માટે બે કપડાં પણ કાફી છે. છતાં આમને પણ જો મોટા માણસો જેમ કફન આપવામાં આવે તો બહેતર

છે. જો બાળક મરેલું પયદા થાય – ભલે તે છોકરો હોય કે છોકરી, તેને એક પાક કપડામાં વીંટીને દફન કરી દેવામાં આવે. તેને જીવતાની જેમ કફન આપવામાં ન આવે. જેવી રીતે કે જીવતા માણસોના હાથપગ કપાઈ જાય તો કપાયેલા કફનાવવામાં આવતા નથી, પણ એક પાક કપડામાં વીંટીને દફન કરી દેવામાં આવે. કફનમાં નવાં અને જુનાં બન્ને પ્રકારનાં કપડાં બરાબર છે, છતાં જુનાં કપડાં ધોયેલા હોવાં જોઇએ, જેમ કે હઝરત આઈશા સિદ્દીકા (રદી૦)થી સહીહ બુખારી શરીફમાં રિવાયત છે કે હઝરત અબુબક્ર સિદ્દીક (રદી૦) એ તે બિમારીમાં જેમાં કે તેમની વફાત થઈ, તે કપડાં તરફ ઇશારો કરીને ફરમાવ્યું જે તે વખતે તેમના બદનં પર પહેરેલું હતું કે આ કપડાને ધોઇને અને બીજાં બે કપડાં તેના પર વધારીને મને કફનાવશો. હઝરત આઇશા (રદી૦) એ ફરમાવ્યું કે આ કપડું તો જુનું છે. તો હ. સિદ્દીક અકબર (રદી૦) એ ફરમાવ્યું કે નવાં કપડાંના વધારે મુસ્તહિક (લાયક) તો જીવતા માણસો છે. મય્યત તો જુના કપડાંને જ લાયક છે. સફેદ કપડામાં કફન આપવું મુસ્તહબ છે. જેમકે હઝરતે અબ્બાસ (રદી.) થી રિવાયત છે કે રસુલે પાક (સલ) એ ફરમાવ્યું કે તમો તમારો લિબાસ સફેદ કપડાનો બનાવો. આ તમારા લિબાસોમાં બેહતર લિબાસ છે. અને તેમાં જ તમારા મુરદાઓને કફનાવો! રૂ અને છાલના કપડામાં કફન આપવું જાઇઝ છે. મરદ માટે રેશમી જે પીળા રંગનું હોય તેમ લાલ રંગના કપડામાં કફન આપવું મકરૂહ છે. જેમકે જીંદગીમાં મરદ માટે આ કપડાને પહેરવું

મકરૂહ છે. પણ ઔરત માટે આ બધા જ કપડાં દુરસ્ત છે. જો સિવાય મકરૂહ કપડાંના બીજાં કપડાં ન મળી શકે તો તેને એક કપડાથી વધારે કપડામાં કફન આપવું જોઈએ નહિ. બેહતર આ છે કે મર્દને કફન એવા કપડામાં આપવામાં આવે જેવાં કે તેઓ જુમ્આ અને બન્ને ઈદોમાં પહેરે છે અને ઔરતોને એવા કપડામાં જેવાં કે તે પોતાના મા-બાપના ઘરે જતી વખતે પહેરે છે. જો મર્દનો માલ હોય તો તેનું કફન તેના માલમાંથી આપવામાં આવે અને જો માલ ન હોય તો પછી તેનું કફન તેણે આપવું વાજીબ છે, જેના પર જિંદગીમાં તેનું ભરણપોષણ વાજીબ હતું. બીવી જો માલદાર ન હોય તો તેનું કફન ખાવિંદ પર વાજીબ છે. નહિ તો તેના જ (ઔરતના) માલમાંથી આપવામાં આવશે. ઇમામ અબૂ યૂસૂફ (રહ.) ના નજીક ઔરત જો માલદાર હોય તો પણ કફન ખાવિંદ પર વાજીબ છે. એટલે કે ખાવિંદના ઝિમ્મે છે કે જીંદગીમાં તેણીને લિબાસ-કપડાં આપે છે!



## પ્રકરણ - ૬

# જનાઝાનું બયાન

નબીએ પાક (સલ૦) નો ઈરશાદ છે કે "સલ્લૂ અલા કુલ્લે બિરીંવ ફાજિરિન" અર્થાત્ દરેક મુસલમાનની નમાઝે જનાઝા પઢો, નેક હોય કે પછી બદ હોય.

ઉમ્મતના તમામ ઉલમાએ કિરામ આ વાત પર સહમત છે કે જનાઝાની નમાઝ ફર્ઝે કિફાયા છે. જો કોઈ માણસ તેનાથી ઈન્કાર કરશે તો કાફિર બની જશે. જો કે એક મુસલમાને પણ જનાઝાની નમાઝ પઢી તો બધા જ મુસલમાનો તે જવાબદારીથી મુક્ત થઈ જશે. દરેક ફર્ઝે કિફાયાનો આ જ હુકમ છે જેમકે ગુસલના બયાનમાં જાણી ગયા. જનાઝાની નમાઝ સહીહ થવા માટે નવ ૯ શરતો છે: (૧) નમાઝ પઢવાવાળાઓ તેમ મુરદાનું મુસલમાન હોવું. માટે જો થોડાક કાફિરો અથવા મુરતદો મુસલમાનને શરીક થવા વગર કોઈ મુસલમાન જનાઝાની નમાઝ પઢશે. અથવા ઈમામ મુરતદ અથવા કાફિર હોય, અને મુક્તદી મુસલમાન હોય છતાં પણ નમાઝે જનાઝા દુરૂસ્ત થશે નહિ.. તેમ જો મુસલમાનો કોઈ કાફિર અને મુનાફિક મુરદાની જનાઝાની નમાઝ પઢશે તો આ પણ જાઈઝ નથી.

(૨) નમાઝીઓનું વુઝૂ સાથે હોવું તેમ જનાબત (ગુસલની હાલતથી) થી બદન પાક હોવું. જો જમાઅતની સાથે નમાઝે જનાઝા અદા કરવામાં આવે તો ફક્ત ઈમામ અને મય્યતનું પાક હોવું જરૂરી છે, એટલા માટે કે જો એક માણસ પણ જનાઝાની નમાઝ અદા કરશે તો આ ફર્ઝથી બધા જ મુસલમાન પોતાની જવાબદારીમાંથી મુકત થઈ જશે. પણ જો મુકતદી વગર પાકીએ નમાઝ પઢશે તો તેની નમાઝ અદા થશે નહિ. (૩) મય્યત અને નમાઝીઓના લિબાસનું પાક હોવું. (૪) મય્યત અને નમાઝીઓની જગ્યાનું પાક હોવું, મય્યત માટે જગ્યાનું પાક હોવું ત્યારે જરૂરી છે કે

જ્યારે કે મય્યતને ચારપાઈ અથવા કોઈ તખતા વગર નાપાક જમીન પર સુવાડીને જનાઝાની નમાઝ અદા કરવામાં આવે. પણ જો મય્યત ચારપાઈ અથવા તખ્તા પર છે તો પછી તે જગ્યાનું પાક હોવું ન હોવું સર્વ બરાબર છે. (૫) મય્યત અને નમાઝીઓનું સતર ઢાંકેલું હોવું. મર્દ માટે સતર નાફ (ડુંટી) થી લઇ ઢીંચણ સુધી છે પણ નાફ (ડુંટી) સતરમાં દાખલ નથી. પણ ઢીંચણ સતરમાં દાખલ છે. ઔરતો માટે બે હથેળીઓ અને બન્ને પગ ઘુંટીયો સુધી અને ચહેરા સિવાય આખુંય બદન છુપાવવું જરૂરી છે. કેમકે તે ઔરત માટે સતર છે. એટલા માટે કે બદનના આ ત્રણ ભાગો ઔરતો માટે સતરમાં દાખલ નથી. (૬) મય્યતને નમાઝીઓની સામે જમીન અથવા તે ચીઝ પર મુકવી જે શરઈ દૃષ્ટિએ જમીનના હુકમમાં છે. તો જો જનાઝો ઘોડા અથવા ટટ્ટુ પર હોય અથવા નમાઝીઓની જમણી અથવા ડાબી બાજુએ અથવા તેમની સામે મય્યત ન રાખવામાં આવી તો તેનાથી જનાઝાની નમાઝ સહી થશે નહિ. (૭) ઈમામનું આકિલ બાલિગ હોવું. (૮) નમાઝીઓનું કિબ્લા તરફ મોં કરવું. નમાઝી અથવા નમાઝીઓને ખાસ અલ્લાહના માટે નમાઝની નય્યત કરવી તેમ મય્યત માટે દુઆની નય્યત કરવી.

**નય્યતની રીત :**

નમાઝી એ પ્રમાણે નય્યત કરે કે "નય્યત કરૂં છું હું જનાઝાની નમાઝની ચાર તકબીરો સાથે અલ્લાહના માટે અને મય્યતની દુઆ માટે મોં મારૂં કિબ્લા તરફ !" જો

નમાઝી મુકતદી હોય તો આમ નય્યત કરે કે "નય્યત કરૂં છું હું નમાઝે જનાઝાની ચાર તકબીરો સાથે વાસ્તે અલ્લાહના આ ઇમામના પાછળ મોં મારૂં કિબ્લાની તરફ." તે પછી નય્યત બાદ તરત જ તકબીરે ઉલા એટલે કે અલ્લાહો અકબર કહીને નય્યતને બાંધે.



## પ્રકરણ-૭

# જનાઝાની નમાઝમાં અરકાન

જનાઝાની નમાઝના બે અરકાન છે : (૧) ચાર તકબીરો કહેવી. પહેલી તકબીર નમાઝની શરૂમાં, બીજી સના પછી, ત્રીજી દુરૂદ પછી, અને ચોથી તકબીર દુઆ પઢવા પછી. (૨) નમાઝમાં કિયામ કરવો એટલે કે ઉભા રહેવું.



## પ્રકરણ-૮

# જનાઝની નમાઝની સુન્નતો

જનાઝાની નમાઝની ત્રણ સુન્નતો છે. (૧) તકબીરે ઉલા પછી સના પઢવી. સના આ પ્રમાણે છે : સુબ્હાનક-

લ્લાહુમ વબેહમ્દેક વતબારકસ્મોક વતઆલા જદદોક વજલ્લ સનાઓક વલાઇલાહ ગૈરોક. (૨) બીજી તકબીર પછી નબીએ પાક (સલ૦) પર જે દરૂદ શરીફ યાદ હોય તે પઢવું. દાખલા તરીકે :– અલ્લાહુમ્મ સલ્લે અલા મોહંમદીંવ વઅલા આલે મોહંમદીન કમા સલ્લેત અલા ઇબ્રાહીમ વઅલા આલે ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ ! આખર સુધી.

(૩) ત્રીજી તકબીર પછી કોઇ દુઆ પઢવી – જેમકે અલ્લાહુમ્મગફિર લિહય્યેના વમય્યતેના વશાહિદિના વગાઇબિના વસગીરિના વ કબીરિના વઝકરિના વઉન્સાના અલ્લાહુમ્મ મન અહુયયતહુ મિન્નાફ અહયેહી અલલ ઇસ્લામ વમન તવફ્ફૈતહુ મિન્નાફતવફ્ફહુ અલલ ઈમાને વખસ્સ હાઝિહિલ મય્યેત બિરૂંહિ વર્રાહતિ વલમગફિરતિ વરિંઝવાનિ અલ્લાહુમ્મ ઈન કાન મુહ-સિનન ફઝિદ ફિ એહસાનિહિ વઇન કાન મોસ્રિય્યન ફતજાવઝ અન્હુ વલકિન્હુલઅમ્ન વલબુશ્રા વલકરામત વઝુલ્ફા બિર-હમતેક યા અરહમર્રાહિમીન :

અને જો મય્યત ગેર મુકલ્લફ હોય, એટલે કે જેના પર શરીઅતના એહકામો હજુ ફર્ઝ થયા ન હોય, જેવી રીતે કે મજનૂને અસલી અથવા નાબાલિગ બાળક, જો નાબાલિગ છોકરો અથવા પાગલ મર્દ હોય તો આ દુઆ પઢવામાં આવે :–અલ્લાહુમ્મજઅલ્હો લના ફરતંવ વજ-અલહો લના અજરંવ વજુખરંવ વજઅલહો લના શાફેઅંવ વમુશફફઅન બિરહમતેક યા અરહમર્રાહિમીન. અને જો નાબાલિગ છોકરી અથવા પાગલ ઔરત હોય તો આ પ્રમાણે દુઆ પઢવામાં આવે :– અલ્લાહુમ્મજ અલહા લના ફરતંવ

વજઅલહા લના અજરંવ વજખુરંવ વજઅલહા લના શાફેઅતંવ વમુશફફઅતન બેરહમતેક યા અરહમર્રાહિમીન. તે પછી ચોથી તકબીર કહીને પહેલાં જમણી તરફ પછી ડાબી તરફ સલામ ફેરવવામાં આવે. સલામમાં મય્યત અને મુક્તદીયોની નૈયત કરવામાં આવે. પહેલી તકબીર વખતે કાનો સુધી હાથ ઉઠાવવામાં આવે. બાકી તબકીરોમાં હાથ ઉઠાવવા જાઈઝ નથી. ઈમામ ચાર તકબીરો બુલંદ આવાઝથી કહે અને મુક્તદીઓ ધીમા અવાઝથી તકબીરો કહે. જેમકે પાંચ ટાઇમની નમાઝમાં કહેવામાં આવે છે. અને જમણી તરફની સલામ બુલંદ આવાઝથી કહે. ઈમામને મૈયતના સીના સામે ઊભું રહેવું મુસ્તહબ છે. ભલે પછી મૈયત મરદ હોય કે ઔરત, અને જો નમાઝી એક જ હોય તો પણ મૈયતના સીનાની સામે જ ઊભો રહે.

નમાઝે જનાઝામાં ત્રણ સફો બનાવવી મુસ્તહબ છે. જો કોઇ જનાઝામાં ફક્ત સાત માણસો જ હોય તો એક ઈમામ બને. અને ત્રણ માણસો ઈમામની પાછળ ઊભા રહે. જ્યારે બે માણસો તે ત્રણની પાછળ અને બાકી રહેલો એક માણસ સૌથી પાછળ ઊભો રહે. આવી રીતે ત્રણ સફો બની જશે. નબીએ પાકે (સલ૦) ફરમાવ્યું છે કે જે માણસ પર ત્રણ સફોએ નમાઝ પઢી છે તો અલ્લાહ પાક તેને બખ્શી દેશે. જનાઝાની નમાઝમાં પાછળ સફમાં ઊભા રહેવામાં વધારે સવાબ છે. જો કોઈ માણસ જનાઝાની નમાઝમાં એવા ટાઈમે આવ્યો જ્યારે કે અમુક તકબીરો થઇ ચુકી હતી તો ત્યાં સુધી નમાઝમાં શરીક ન થાય જ્યાં સુધી કે ઇમામ તકબીર ન કહે.

જ્યારે ઈમામ તકબીર કહે તો આ પાછળથી આવનાર માણસ તકબીર કહીને ઈમામ સાથે શામિલ થઈ જાય. હા પણ તે માણસ જે પહેલી તકબીર વખતે હાજર હતો અને થોડીક વાર થઈ ગઈ. અને ઈમામની સાથે તકબીર કહી શક્યો નહીં તો તે રાહ જુએ નહિ, બલ્કે તકબીર કહીને ઈમામની સાથે મળી જાય. જરૂરતના સમયે આટલું લેટ થવું માફ છે. અને જે માણસ ચાર તકબીરો પછી આવ્યો તે પણ રાહ ન જુએ. તરત જ તકબીર કહીને ઈમામની સાથે શરીક થઈ જાય. ફરી જ્યારે ઈમામ સલામ ફેરવે, તો તે માણસ પોતે એકલો જ દુઆ અને દરૂદ વગર જલ્દી જલ્દી ત્રણ તકબીરો કહીને સલામ ફેરવી દે. અને જો ચાર તકબીરો કહેવા પહેલાં જ તેની સામેથી મૈયતને ઉઠાવી લેવામાં આવી તો નમાઝ બાતિલ થઈ જશે.

જે ઘણા જ જનાઝા એક સાથે ભેગા થઈ જાય તો દરેક જનાઝા પર અલગ અલગ નમાઝ પઢવી બેહતર છે. સૌથી પહેલાં તે માણસની નમાઝ પઢવામાં આવે જે તમામ જનાઝાવાળાઓમાં વધુ નેક હોય. અને જો બધા જ જનાઝાઓની નમાઝ એક વખત પઢી લેવામાં આવે તો પણ જાઈઝ છે. આવી સુરતમાં ઈખ્તિયાર આપવામાં આવ્યો છે કે બધા જનાઝાઓની એક લાઇન બનાવવામાં આવે. અથવા પોતાની સામે તમામ જનાઝાઓની એક લાઈન બનાવવામાં આવે કે જો એક જ નમાઝ પઢવાવાળો હોય તો તેના મોંની સામે બધા જનાઝાના સીના થાય. મતલબ આ કે ઉત્તર, દક્ષિણ દિશામાં જનાઝાઓની લાઈન બનાવવામાં આવે તો

પણ જાઇઝ છે. તેમ પૂર્વ, પશ્ચિમની દિશામાં લાઈનો જનાઝાઓની બનાવવામાં આવે તો પણ જાઈઝ છે.) પણ પોતાની આગળ તે જનાઝો રાખવામાં આવે જે સૌથી અફઝલ છે. આવી રીતે બધા જનાઝાઓની ગોઠવણી કરવામાં આવે. જો નમાઝમાં મરદ, ઔરતો, નાબાલિગ, ખુન્સામુશ્કિલ તેમ આઝાદ અને ગુલામ હોય તો સફમાં સૌથી આગળ મરદો રહેશે. ભલે પછી તે આઝાદ હોય કે ગુલામ. તેમના પછી ખુન્સાએ મુશ્કિલની સફ બનાવવામાં આવે. પણ જો તેમાં (ખુન્સામાં) મરદની નિશાનીઓ વધારે પ્રમાણમાં હોય તો તે મરદોના હુકમમાં છે. અને જો તેમાં ઔરતોની નિશાનીઓ ગાલિબ છે, તો તેનો હુકમ ઔરતો જેવો છે. તેમના પછી ઔરતોની સફો બનાવવામાં આવશે. અમુક ઉલ્માઓના મત પ્રમાણે ગુલામોને આઝાદ લોકોની પાછળ રાખવામાં આવશે.



પ્રકરણ - ૯

## તે મુર્દાઓનું બયાન જેમની જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે, અને જેમની નહિ

કેટલાક લોકો એવા પણ છે કે જેમને ગુસલ આપવું અને તેમની જનાઝાની નમાઝ પઢવી દુરૂસ્ત નથી. વિગત આ

પ્રમાણે છે: (૧) બાગી! એટલે કે તે લોકો જે તે સમયના ઈસ્લામી ખલીફા અથવા ઈસ્લામી બાદશાહના હુકમો માનવાથી ફરી ગયા હોય.

(૨) કઝઝાક! એટલે કે તે લોકો જે રસ્તામાં લોકોને લૂંટી લે છે અને ધાડ પાડે છે. મતલબ ડાકુઓ.

(૩) એ લોકો જે રાતના સમયે હથિયારબંધ થઈ ને વસ્તીમાં ચોરી કરે છે. અને જો કોઈ તેમનો મુકાબલો કરે તો તેને કતલ કરી નાંખે છે.

(૪) ઠગ! એટલે કે તે લોકો જે લોકોને દગા ફટકા આપીને લૂંટે છે અને કતલ કરે છે પણ શરત આ કે આ બધા મુસલમાનો સાથીની લડાઈમાં કતલ કરવામાં આવે. અગર જો ઇમામે વક્ત ખલીફા અથવા બાદશાહ તે લોકોની ધરપકડ કરાવી દે તો તેમને ગુસલ પણ આપવામાં આવશે. અને તેમની નમાઝ પણ પઢવામાં આવશે.

(૫) કાતિલે વાલેદૈન! એટલે કે તે માણસ જે પોતાના મા–બાપ બન્નેને અથવા તેમાંથી કોઈ ને પણ મારી નાંખનાર.

(૬) શહીદોને પણ ગુસલ આપવામાં આવશે નહિ. આનું વિગતવાર બયાન ઇન્શાઅલ્લાહ શહીદના બયાનમાં આવશે. જો કોઈ મૈયત નમાઝે જનાઝા પઢયા વગર દફન કરી દેવામાં આવી હોય તો તેની કબર પર ત્યાં સુધી જનાઝાની નમાઝ પઢવામાં આવી શકે છે જ્યાં સુધી મૈયતને ફૂલી ફાટી જવાનો ગાલિબ ગુમાન ન થાય! ઇમામ મોહમંદ (રહ૦) ફરમાવે છે કે જો પેટ પણ ફાટી જવાનો શક થઈ

જાય તો પણ નમાઝ પઢવામાં આવશે નહિ. એટલા માટે કે બદનના ઉઝવો (ભાગો) પર નમાઝ પઢવી જાઈઝ નથી. એટલે કે હાથ અથવા પગ બીજો કોઈ ભાગ બદનથી અલગ થઈ ગયો હોય તો તેના પર નમાઝ પઢવામાં આવતી નથી જ્યાં સુધી કે બદનનો વધુ ભાગ ન હોય. જો અડધું બદન માથા સાથે હોય તો તેના પર નમાઝ પઢવી જાઈઝ છે. પણ જો બદન માથાના ભાગથી લંબાઈમાં ચીરાઇ ગયેલું હોય તો તેના પર નમાઝ પઢવી જાઈઝ નથી. દારૂલહુર્બ (ગેરમુસ્લિમોનો દેશ)થી જે નાબાલિગ બચ્ચું મા-બાપના વગર ગિરફતાર થઈને આવ્યું હોય અને દારૂલ ઈસ્લામમાં આવીને મરી જાય તો તેના ઉપર જનાઝાની નમાઝ પઢવામાં આવશે. અને જો તે બચ્ચા સાથે મા-બાપમાંથી કોઇ સાથે પકડાઇને આવ્યું હોય, પણ ઈસ્લામ નથી લાવ્યો તો તે નાબાલિગની નમાઝ પઢવી દુરૂસ્ત નથી. અને તે નાબાલિગ વાલેદૈન વગર પોતે મુસલમાન થઈ જાય અને તે ઇસ્લામને સમજતો હોય તો તેના પર નમાઝ પઢવામાં આવશે.

આ મસઅલામાં છોકરા-છોકરીનો એક જ હુકમ છે. જો કોઈ બાળક પયદા થયું અને તેમાં જીન્દગીની કોઈ નિશાની માલુમ પડતી હોય. દાખલા તરીકે અવાઝ અથવા હુલનચલન વગેરે જોવામાં આવે. ફરી તે બચ્ચું તરત જ મરી ગયું અથવા પેટથી વધુ ભાગ જીવન્ત હાલતમાં નીકળ્યો અને પછી મરી ગયું તો તે બચ્ચાનું નામ પણ રાખવામાં આવશે. અને તેને ગુસલ પણ આપવામાં આવશે. અને તેની જનાઝાની નમાઝ પણ પઢવામાં આવશે. અને જો કોઈ બચ્ચું

મરેલું પયદા થયું અથવા એવું બચ્ચું જેના બદનના થોડા ભાગો બની ચુકયા હતા તો આવા પ્રકારના બચ્ચાને બીજું કંઈ નહિ તો તેને ગુસલ આપીને એક પાક કપડામાં વીંટીને દફન કરી દેવામાં આવશે.

જો કાફિરો અને મુસલમાનોનાં મુરદાં એક બીજાથી મળી જાય, જો તેનામાં કોઈ નિશાની એવી હોય જેનાથી મુસલમાનો ઓળખી શકાતા હોય જેમકે ખિઝાબ લગાવેલો હોય અથવા ખતના કરેલી હોય તો તેમને કાફિરોથી જુદા કરીને ગુસલ આપવામાં આવશે. અને જનાઝાની નમાઝ પઢીને તેમને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે.

અને જો નિશાની એક જેવી હોય કે પરખ બરાબર થઇ શક્તી ન હોય, જેમકે બીજી કોમોના લોકો પણ આવું કરે છે. જેમકે યહૂદી ખતના કરાવે છે. તેમ મુસલમાન ગાઝી પણ ઘણી વખત પોતાની સુરત દબદબાવાળી બનાવવા, ખૌફનાક બનાવવા માટે મૂછો મોટી મોટી રાખે છે. તેમ અમુક કાફિરો પણ ખિઝાબ વગેરે વાપરે છે. આવી હાલતમાં જો મુસલમાન મુરદાં વધારે હોય તો બધાંને ગુસલ આપવામાં આવશે. અને એક જગ્યાએ બધાંને ભેગા કરીને નમાઝ પઢાવવામાં આવશે. પણ આવા ટાઈમે આ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે નૈયત ફક્ત મુસલમાનોની જ કરવામાં આવે. અને આ બધાંને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરી દેવામાં આવશે. અને જો કાફિરોનાં મુરદાં વધારે હોય તો કોઈના ઉપર પણ જનાઝાની નમાઝ પઢવામાં આવશે નહિ. ફક્ત ગુસલ આપીને તેમને કફનાવીને કાફિરોના કબ્ર-

સ્તાનમાં દાટી દેવામાં આવશે અને ગુસલ આપવા તેમજ કફન આપવામાં આવા પ્રકારના લોકો માટે સુન્નત તરીકો અપનાવવામાં આવશે નહિ. અને કાફિરો અને મુસલમાન બરાબર પ્રમાણમાં હોય તો બધાંને ગુસલ આપવામાં આવશે. પણ તેમના ઉપર નમાઝ પઢવા તેમજ દફન કરવા બાબતમાં મતભેદ છે. અમુક ઉલમાઓના મત પ્રમાણે નમાઝ પઢવામાં આવશે. અને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે. જ્યારે અમુક ઉલમાઓના મત પ્રમાણે કાફિરોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે. અને વળી અમુક ઉલમાઓ ફરમાવે છે કે તેઓને એક અલગ જ કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે. તે બધાંની કબરો જમીનના બરાબર કરી દેવામાં આવશે. જો કોઈ મુસલમાનના નિકાહમાં કિતાબીયહ (યહૂદી અથવા ઈસાઈ વગેરે) ઔરત હતી, અને તે મુસલમાનથી ગર્ભવંતી બનીને મરી ગઈ તો તમામ ઉલમાઓ એક મત છે કે તેની જનાઝાની નમાઝ પઢવામાં આવશે, પણ તેણીના દફન બાબતમાં મતભેદ છે. અમુક ઉલમાઓ કહે છે કે તેને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરી દેવામાં આવશે. જ્યારે અમુક ઉલમાઓ કાફિરોના કબ્રસ્તાનમાં દફનાવી દેવાનો હુકમ આપે છે. અને અમુક ઉલમાઓના મત પ્રમાણે આવી ઔરતને કોઈ અલગ જગ્યાએ કબર બનાવીને દફન કરવામાં આવશે. દફન કરવામાં તેની પીઠ કિબલા તરફ કરવામાં આવશે કે તેના પેટમાં રહેલા બચ્ચાનું મોં કિબલાની તરફ રહે. સહીહ રિવાયત પ્રમાણે જનાઝાની નમાઝ મસ્જીદમાં પઢવી મકરૂહ છે !!

*

# પ્રકરણ – ૧૪

# વિવિધ મસ્અલાઓ

જો કોઈ મુસલમાન મરી જાય તો તેના સગાસંબંધીઓને જોઈએ કે જો બની શકે તો સો ૧૦૦ માણસોને જનાઝાની નમાઝ માટે ભેગા કરે. (કેમકે) હદીસ શરીફમાં આવે છે કે :– જો સો માણસો કોઈ જનાઝાની નમાઝ પઢે અને તે સર્વે મુરદા માટે સિફારિશ કરે તો અલ્લાહુ તઆલા તેમની સિફારિશ કબુલ ફરમાવે છે. અને મરવાવાળાની મગફિરત ફરમાવે છે. જો કોઈ કાફિર મરી જાય અને તેના સગા–સંબંધીમાં એક મુસલમાન સિવાય બીજું કોઈ ન હોય તો તે મુસલ-માન સંબંધીને જોઈએ કે તે મુરદાને કપડું ધોવાની જેમ ધોઈને અને કપડામાં લપેટીને ખાડો ખોદીને તેમાં દાટી દે, અને તેના માટે કોઈ પણ ચીઝમાં સુન્નત તરીકો અપનાવે નહિ. અને જો તેને તેના મઝહબવાળાઓ હવાલે કરી દે તો આ પણ જાઈઝ છે. જો તે મરેલા કાફિરના સગાસંબંધીઓમાંથી કોઈ કાફિર જીવતો હોય તો હવે તે મુસલમાન સંબંધીને દાટી દેવા વિગેરેનું કામ અંજામ આપવું જાઈઝ નથી. બલ્કે એમજ તેને છોડી દે! જો કોઈ મુસલમાન સિવાય કોઈ બીજું હોય નહિ તો તે મુરદાને

તે કાફિરોના હવાલે કરે નહિ. જેમના મઝહબમાં તે મુરતદ થઈને તે મળી ગયો હતો. બલ્કે તે મુસલમાન સંબંધીને જોઈએ કે તેને વગર ગુસલ અને કફન વગર જ એક ખાડો ખોદીને એક મરેલા કૂતરાની જેમ તેમાં દાટી દે. કે તેની લાશને સડી જવાના કારણે બીજા કોઈને તકલીફ થાય નહિ! અગર કોઈ એવો મુસલમાન મરી જાય. કે તેના સગા–સંબંધીઓમાં કાફિરોના સિવાય કોઈ બીજો સગો-સંબંધી નથી તો તમામ મુસલમાનોએ પોતે જ તેની સર્વ ક્રિયાઓ કફન દફન વિગેરેની કરવી જોઈએ. અને તેને કાફિરોના હવાલે કરવામાં આવે નહિ. જો કોઈ મુસલમાન મરી જાય અને તે પોતાનો એટલો માલ પણ છોડી ગયો ન હોય કે તેને કફન આપવામાં આવે. તો તેનું કફન મુસલમાનો પર વાજીબ છે. બયતુલ માલથી મળી શકે તો બહેતર છે. નહિ તો મુસલમાનોમાંથી ચંદો કરીને તેને કફન દફન કરવામાં આવે. અને જો તેના કફન વિગેરે પછી કંઈ રકમ બચી જાય તો જેનાથી લીધી છે તેને આપી દે. અને જો તેનો માલિક માલુમ ન હોય અથવા તે રકમ પાછી ન લે તો બીજી મોહતાજ મય્યતના ખર્ચમાં લેવામાં આવે. અને જો કોઈ મોહતાજ મય્યત ન મળે તો તે રકમ ફકીરોને આપી દે. અથવા ચંદો ભેગો કરનાર પોતે જ મોહતાજ–ગરીબ હોય તો તે રકમ પોતાના ઉપયોગમાં લઈ શકે છે! જો મુરદાને ગુસલ આપીને કફન પણ પહેરાવી દીધું, અને પાછળથી યાદ આવ્યું કે તેના બદનનો ફલાણો ભાગ ધોવામાં બાકી રહી ગયો હતો, તો તે મુરદાને

કફનમાંથી કાઢીને તે જગ્યાને ધોઈને ફરી કફન આપી દેવામાં આવે. અને જો આવી જ હાલતમાં જનાઝાની નમાઝ પણ પઢી લીધી હોય તો નમાઝે જનાઝા ફરીથી પઢવામાં આવશે. અને જો કબરમાં મુકી દેવા યાદ બાદ આવ્યું તો જ્યાં સુધી તેના પર માટી નાંખી નથી. તો બહાર કાઢીને તે રહી ગયેલ જગ્યાને ધોઈને ફરીથી નમાઝ પઢીને દફન કરવામાં આવે. અને જો માટી તેના પર નાંખી દેવામાં આવી છે, તો હવે કાઢવાની જરૂરત નથી, હા, પણ કબર પર ફરીથી જનાઝાની નમાઝ પઢવામાં આવશે! જો મુરદાને ગુસલ અથવા કફન બીલકુલ આપવામાં આવ્યું ના હોય અને કબરમાં માટી નાંખવા પહેલાં યાદ આવ્યું તો તેને બહાર કાઢીને ગુસલ અને કફન આપીને જનાઝાની નમાઝ પઢીને દફન કરવામાં આવે. અને જો કબર પર માટી નાંખી દેવા પછી યાદ આવે તો તેને બહાર કાઢવામાં આવે નહિ. બલ્કે તે જ હાલતમાં કબર પર જ નમાઝ પઢવામાં આવે. અગર મય્યતના સાથે કબરમાં કોઈનું કપડું અથવા રૂપિયા અથવા બીજો કોઈ માલ–સામાન રહી ગયો હોય, અને તેના પર માટી નાંખી દેવામાં આવી હોય તો પણ કબર ખોદીને પોતાનો માલ કાઢવો જાઈઝ છે. પણ જો તે જગ્યાએ વહેણનું પાણી ભરાઈ જતું હોય અથવા નદી કબર પાસે થઈને વહેતી હોય તો ત્યાંથી તે મય્યતને કાઢી લેવી જાઈઝ છે. અથવા બીજી કોઈ જરૂરતના કારણે જેમ કે તે જમીન કોઈની પાસેથી છીનવી લીધેલી હોય.

અથવા તે જમીન હક્કે શુફઆ (પાડોશીના હકના કારણે) કોઈને આપી દેવી પડતી હોય તો જમીનના માલિકને ઈખ્તિયાર છે કે તે ચાહે તો તે મુરદાને કાઢી નાંખે અથવા કબરને જમીનના બરાબર કરી દે. જો મુરદું માટી સાથે ભળી ગયું હોય એટલે કે માટી બની ગયું હોય તો જમીનના માલિકને તે જગ્યાએ ખેતી કરવી તેમ ઈમારત બનાવવી જાઈઝ છે. જો દફન કરી દેવા પછી માલુમ થયું કે મૈયતનું મોં કિબલાની તરફ જેવી રીતે હોવું જોઈએ તેમ નથી. બલ્કે તેનું માથું કિબ્લાની તરફ છે, અથવા પગ ત્રાંસા રાખવામાં આવ્યા છે. અથવા ડાબા પાસા ઉપર સુવાડવામાં આવી છે, તો હવે કબર ખોદવી મના છે. જેમ છે તેમ રહેવા દેવામાં આવે. અલબત્ત આ સર્વ બાબતો કબરમાં માટી નાંખવા પહેલાં જ માલુમ થાય તો મૈયતને કાયદા પ્રમાણે કરી દેવામાં આવે. જો મૈયતના ગુસલ માટે પાણી ન મળે તો તેને તયમ્મુમ કરાવીને જનાઝાની નમાઝ પઢવામાં આવે. જો જનાઝાની નમાઝ પઢી લેવા બાદ એટલું પાણી મળી આવે જે ગુસલ માટે કાફી છે તો તેને ગુસલ આપવામાં આવે, અલબત્ત જનાઝાની નમાઝ ફરીથી પઢવા વિષે એક કોલ પ્રમાણે નમાઝ ફરીથી પઢવા વિષેનો છે. જ્યારે બીજો કોલ નમાઝ ફરીથી ન દોહરાવા વિષે છે. અગર મૈયતની ચારપાઇ (એટલે કે જનાઝો) નાપાક જગ્યાએ મુકેલો હોય, પણ જનાઝો પાક છે, તો જનાઝાની નમાઝ વગર ઈખ્તેલાફે જાઈઝ છે. અને જો ચારપાઈ નાપાક હોય તો તેમાં ઉલમાઓનો ઈખ્તેલાફ છે. બેહતર આ છે કે ચાર-

પાઇ પાક હોવી જોઈએ. જો નમાઝીઓના પગો નીચેની જમીન નાપાક હોય અને તે લોકો પોતાનાં જુતાં ઉતારીને તેના ઉપર ઉભા રહીને નમાઝ પઢે તો દુરસ્ત છે. જો એવો પ્રસંગ આવી પડે કે કપડું એક હોય અને માણસો બે. તેમાંથી એક જીવતો છે જ્યારે બીજો મરેલો. તો કપડાનો જે માલિક હોય તેના માટે જ તે કપડું બહેતર છે. અને જો તે કપડાનો માલિક તે મુરદુ માણસ છે. અને જીવંત માણસ તે મુરદાનો વારસદાર છે, તો જો તે માણસને પોતાની જાનની હિફાઝત માટે તે કપડું લેવું જરૂરી છે, તો તે જ (જીવતો માણસ જ) લઇ લે. અને મુરદાને નગ્ન હાલતમાં કફન કરી દેવામાં આવે. અને જો નમાઝ માટે જરૂરત છે અને નગ્ન રહેવામાં જાનનો ખતરો નથી તો તે કપડાને મુરદાના કફનમાં લગાડી દે. અને પોતે નગ્ન હાલતમાં નમાઝ પઢી લે. જેમ કે અગર એક મૈયતની માલિકીમાં ગુસલ કરવા જેટલું પાણી છે. અને જીવતો માણસ તરસના કારણે પાણી પીવા માટે મજબુર બની ગયો હોય તો તે પાણી જીવતો માણસ પીવાના ઉપયોગમાં લઈ લે. અને મૈયતને તયમ્મુમ કરાવીને જનાઝાની નમાઝ પઢવામાં આવે. અને જો કોઇ જીવતા માણસને પાકી માટે પાણીની જરૂર હોય તો પોતે તયમ્મુમ કરીને જનાઝાની નમાઝ અદા કરે. અને પાણી મૈયતના ગુસલના ઉપયોગમાં લેવામાં આવે. જો કોઈ મૈયત દારૂલ હરબમાં મળી આવે, અને કોઈ નિશાની તેમાં ઇસ્લામ અને કુફ્રની તેમાં માલુમ ન પડતી હોય તો તેને કાફિર જ સમજવામાં આવશે. અને તેના દફન વિગેરેમાં

તેમની પ્રથા પ્રમાણે હુકમ ચાલશે. અગર કોઈ જનાઝો મગરિબની નમાઝના ટાઈમે આવે તો પહેલાં મગરિબની નમાઝ પઢવામાં આવશે. તે પછી જનાઝની નમાઝ પઢવામાં આવશે ! જો જનાઝો ઈદની નમાઝના ટાઈમે આવે તો પણ ઈદની નમાઝ પહેલાં પઢવામાં આવશે. પણ ઈદનો ખુત્બો જનાઝાની નમાઝ પઢી લીધા પછી પઢવામાં આવે ! જો મય્યતનું ગુસલ-કફન વિગેરે જુમ્આના દિવસે સવારે કરી દેવામાં આવ્યું હોય તો તેને તે વખતે જ દફન કરવામાં આવશે. જુમ્આની નમાઝના ટાઈમ સુધી મય્યતને રોકી રાખવી આ કારણે કે તે ટાઈમે લોકો વધારે ભેગા થશે, તો આ મકરૂહ છે. પરંતુ જો આ બીક હોય કે મય્યતને દફન કરવામાં આવશે તો જુમ્આની નમાઝ છુટી જશે, તો પછી જુમ્આની નમાઝ પછી દફન કરવામાં આવે. જનાઝાની સાથે જવું નફલ નમાઝ પઢવા કરતાં બેહતર છે. આ શર્તે કે મય્યત પોતાના પાડોશીઓ અથવા સગાં-સંબંધીઓમાંથી હોય અથવા નેકી અને પરહેઝગારીમાં મશહુર હોય. અને જો આ વાતો મય્યતમાં ન હોય તો પછી નફલ પઢવી બેહતર છે. પણ શર્ત આ કે દફન કરવા માટે બીજા લોકો પુરતા પ્રમાણમાં હોય. મજુરી આપીને જનાઝો લઇ જવો તેમ મજુરી આપીને કબર ખોદાવવી દુરૂસ્ત છે. અને આવી રીતે અમુક ઉલમાઓના નજીક ગુસલ આપનારને પણ મજુરી આપવી જાઇઝ છે. પણ જો મય્યતના સિવાય ફક્ત એક જ માણસ હોય, જેને આ બધાં કામ કરવાં પડતાં હોય તો તે માણસને આ કામો કરવા પર મજુરી લેવી જાઇઝ નથી !

મુરદાને તે જગ્યાના કબ્રસ્તાનમાં દફન કરવું બેહતર છે. જ્યાં તેનો ઇન્તેકાલ થયો હોય. મય્યત બે, ત્રણ માઇલ, બે યા ત્રણ મન્જીલ સુધી લઇ જવી જાઇઝ છે. દફન કરી દીધા પછી વગર કારણે કબરમાંથી કાઢી બીજી જગ્યાએ લઇ જઈને દફન કરવું જાઇઝ નથી. જેવું કે આગળ જાણી ગયા છીએ! મય્યતને તે ઘરમાં જ્યાં તેનો ઈન્તેકાલ થયો છે, દફન કરવું મકરૂહ છે. એટલે માટે કે આ રીતે એટલે કે મરવાની આ જગ્યાએ જ દફન કરવું નબીયો માટે ખાસ છે. જો કોઇ માણુસ કશ્તીમાં મરી જાય અને દફન કરવા માટે જમીન નજીકમાં ન હોય તો તેને ગુસલ અને કફન આપીને જનાઝાની નમાઝ પઢીને દરિયામાં વહાવી દેવામાં આવે! કબર પાસે બેસીને કુરઆને પાક પઢવી જાઇઝ છે. મુરદાને તેનાથી ફાયદો પહોંચે છે. કબર ઉપર ચાલવું ફરવું તેમજ કબર ઉપર સુઇ રહેવું તેમજ તેના ઉપર ઉભા રહેવું તેમજ પેશાબ સંડાસ કરવું મકરૂહ છે! કબર ઉપરનું લીલું ઘાસ કાપવું મકરૂહ છે પણ સુકાઈ ગયેલા ઘાસને કાપવામાં વાંધો નથી. કબ્રસ્તાનમાં જુતાં પહેરીને ચાલવું ઇમામ અહમદ (૨૯૦) ના મત પ્રમાણે મકરૂહ છે. પણ અમારા ત્યાં (એટલે કે હનફી મસ્લક પ્રમાણે) જાઇઝ છે. કબ્રસ્તાનમાં ખુલ્લા પગે ચાલવું તેમજ મુરદાઓ માટે મગફિરતની દુઆ ખુદાએ પાકથી કરવી મુસ્તહબ છે. પોતાના માટે પહેલાંથી કબર ખોદાવી રાખવી અને કફન તૈયાર કરી રાખવું જાઇઝ છે. બલ્કે આવી રીતે કરવામાં સવાબની ઉમીદ પણ રાખી શકાય છે. પરંતુ અમુક ઉલમાઓ કબરને પહેલાંથી જ

તૈયાર કરી રાખવાને મના કરે છે. કારણુ કે કોઇને પણુ ખબર નથી કે તે કઇ જમીન પર મરશે. આગળથી દફન કરેલા મુરદાની કબરમાં બીજા મુરદાને દફન કરવું મના છે કે જ્યાં સુધી પહેલું મુરદુ ગળી સડીને માટી ન થઈ જાય. છતાં જો જગ્યાની તંગી હોય તો પહેલા મુરદાનાં હાડકાં એક બાજુએ ભેગા કરીને મુકી દેવામાં આવે અને પછી બીજાને તેમાં દફન કરવામાં આવે. જો કોઈ હમલવાળી ઔરત મરી જાય જ્યારે કે તેના હમલના દિવસો પુરા થઇ ગયા હોય અને તેના પેટમાં બાળક જીવતું માલુમ થતું હોય તો તેનું પેટ ડાબી કુંખથી ચીરીને બાળક કાઢી લેવામાં આવે. જો કોઈ નિષ્ણુાત અને હોશિયાર ઔરત આ કામ માટે મળી આવે તો પુરૂષ તેને ન અડકે. અને જો કોઇ ઔરત ન મળે તો પછી મરદ આ કામને અંજામ આપી શકે છે. જો કોઇ ઔરતના પેટમાં બાળક મરી જાય અને ઔરતને મરી જવાની બીક હોય તો કોઈ હોશિયાર ઔરત તેના પેટમાં હાથ નાંખીને તે મરેલા બાળકને થોડું થોડું કાપીને બહાર કાઢી નાંખે! જો કોઈ હામિલા ઔરત જેના દિવસો પુરા થઈ ગયા હોય અને મરી જાય અને એવી હાલતમાં દફન કરવામાં આવે કે તેના પેટમાં બાળક હલન-ચલન કરતુ હોય તે પછી કોઇના ખ્વાબમાં તે ઔરત આવીને કહે કે કબરમાં મેં બચ્ચાને જનમ આપ્યો છે. તો તેની કબર ખોદીને દેખવું જાઇઝ નથી.!! એક જ કપડામાં બે મુરદાઓને કફનાવવા જાઇઝ નથી. જો આવા સંજોગો આવી પડે તો એક કપડાના બે ટુકડા કરીને દરેકને

એક એક ટુકડામાં કફન આપવામાં આવે. ભલે પછી બંને-માંથી કોઈનું પણ બદન પુરી રીતે ઢાંકી શકાય નહિ ! બે મુરદાઓને એક કબરમાં દફન કરવાં જાઈઝ નથી. અને જો જગ્યાની તંગી હોય તો સૌ પ્રથમ આ ચીઝ જાણી લેવી જોઈએ કે તે બંને મુરદાં એક જ જાતિનાં છે કે નહિ. એટલે ફક્ત પુરુષો અથવા ફક્ત ઔરતો અથવા તે સર્વે અલગ જાતિનાં છે. એટલે કે મરદો, ઔરતો, નાબાલિગ બચ્ચાઓ, ખુન્સામુશ્કિલ બધાં એક સાથે છે. તો હવે જો તે બંને મુરદાં એક જ જાતિનાં છે તો આ બધાંમાં જે મુરદું સૌથી અફઝલ હોય તેને કિબ્લાની તરફ ખસેડી દેવામાં આવે. તે પછી બીજાને ! આ પ્રમાણે બીજા મુરદાઓને ગોઠવવામાં આવે. અને જો અલગ અલગ જાતિનાં હોય તો ગોઠવણી આ રીતે રહેશે કે પહેલાં કિબલાની બાજુ બાલિગ મર્દને મુકવામાં આવે. તેની પાસે નાબાલિગ છોકરાને, તેના પછી ખુન્સામુશ્કિલને, અને સૌથી પાછળ ઔરતોને ! આવી હાલતમાં દરેક મુરદાની વચ્ચે માટીની એક પાળ બનાવવામાં આવે કે બધાંનાં બદન અલગ અલગ રહે !!! કબરોની ઝિયારત કરવી મુસ્તહબ છે ! જ્યારે કોઈ કબરો પાસે થઈને પસાર થાય તો આ દુઆ પઢવી સુન્નત છે. "અસ્સલામો અલયકુમ દાર કૌમિમ મુઅમિનીન વઈન્ના ઈન્શાઅલ્લાહો બિકુમ લાહેકૂન અસઅલુલ્લાહ લી વલકુમ આફિયહ !" જ્યારે આપ (સલ૦) જન્નતુલ બકીઅ (મદીના શરીફનું કબ્રસ્તાન) માં જતા તો આ ઉપરોક્ત આપેલી દુઆ પઢતા હતા ! સુરએ યાસીન પઢવી મુસ્તહબ છે !

હદીસે પાકમાં આવે છે કે જે માણસે કબરોની પાસે સૂરએ ઈખ્લાસ અગિયાર વખત પઢી અને તેનો સવાબ મુરદાને બખ્શી દીધો તો ત્યાં જેટલાં મુરદાં હશે એટલો જ સવાબ તેને આપવામાં આવશે. દાખલા તરીકે જો ત્યાં સો (૧૦૦) મુરદાં હોય તો તેને એક ભાગનો સો ભાગના બરાબર સવાબ મળશે !!! કબરોની ઝિયારત કરતી વખતે કિબલાની તરફ પીઠ અને મૈયતના ચહેરા તરફ મોં કરીને ઊભા રહેવું મુસ્તહબ છે. અને આ પ્રકારેનો જ હુકમ રસૂલે પાક (સલ૦)ના મુબારક રોઝાની ઝિયારતનો છે ! કબર ચૂમવી તેમ તેના ઉપર હાથ મુકવો મના છે. અમુક લોકોનું કહેવું છે કે જો નબીએ પાક (સલ૦) ના પાક અને મુબારક રોઝાની ઝિયારત કરવાને ભાગ્યવાન બને અથવા વાલેદૈન અને અલ્લાહના વલીઓ તેમ નેક માણસોની કબરની ઝિયારત કરવી હોય તો ત્રણ વખતનો તવાફ કરવો અને તેને ચુમવું અને તેના ઉપર હાથ મુકવો ખુશનસીબીની વાત છે. પણ આ સર્વ બાબતોની સાબિતી સિહાહ સિત્તાની હદીસો અને કુરઆને પાકથી નથી મળતી. માટે આ સર્વ બાબતો ગેર-મોઅતબર છે !!! કબરવાળાથી કોઈ હાજત માંગવી, તેમ કબરનો તવાફ કરવો, કબરને ચુમવી, તેની સાથે મોં લગાડવું, રોકુ, સિજદો કરવો, ચિરાગ સળગાવવો, તેમ અગરબત્તીઓ કબર પર સળગાવવી, ઉર્સ કરવો અને ઇદની જેમ ત્યાં ભેગા થવું; ચાદર, હાર, અને ફૂલ ચઢાવવાં મતલબ કે આ પ્રકારનાં કામ મકરૂહ અને હરામ છે. આ સર્વ કામ ગેરમુસ્લિમો તેમ ઈસાઈઓ વગેરેના રિવાજો છે. માટે

મુસલમાનો માટે જાઈઝ નથી. કબરોની ઝિયારત ફક્ત સુન્નત તરીકા પર હોવી જોઈએ. અને મુરદાઓ માટે દુઆ તેમ ઈસ્તિગફાર જાઇઝ છે! કબરોની ઝિયારત જુમેરાત, જુમ્આ અને શનિવારના દિવસે કરવી બેહતર છે! અમુક લોકોનું કહેવું છે કે જુમેરાત અને જુમ્આની રાત્રે મુસલમાનોની રૂહો છોડવામાં આવે છે. સૌ પ્રથમ તે પોતાની કબરો ઉપર આવે છે. તે પછી પોતપોતાના ઘેર જાય છે. અને આવી રીતે બન્ને ઈદો અને મોહરમની રાત્રે તેમ શબેબરાતમાં પણ મુસલમાનોની રૂહો પોતપોતાના ઘરે આવે છે. પછી ધીમા અવાજથી પોતાના સગા-સંબંધીઓને કહે છે કે અમારા માટે કંઈ સદકો ખેરાત કરો. જો તે લોકોએ સદકો ખેરાત વગેરે કરી દીધો હોય તો તે રૂહો દુઆ આપે છે. નહિ તો નારાજ થઈને પાછી જાય છે. આ બધી જ બાબતોની સાબિતી સહી હદીસો અથવા કુરઆને પાકથી તદ્દન મળતી નથી. આ તો માત્ર લોકોના ખોટા વહેમ અને ખોટા અકીદાઓનું પરિણામ છે. મૈયતને દફન કરી દીધા પછી તલકીન કરવામાં આવે નહિ. અને જો કોઇ કદાચ કરી બેસે તો મના પણ કરવામાં આવે નહિ. આ "તલકીન"-માં આ પ્રમાણે કહેવામાં આવે છે કે હે ફલાણાના બેટા! તે રસ્તાને યાદ કર જેના પર તું ચાલતો હતો. અને આમ કહે "રઝીતો બિલ્લાહે રબ્બવં વબિલ ઈસ્લામે દીનવં વબિમોહમ્મદીન સલ્લલ્લાહુ અલયહે વઅલા આલિહી વઅ-સ્હાબિહી નબીય્યા"!! જો મૈયતનું નામ યાદ ના હોય તો આમ કહેવામાં આવે. અય હવ્વાના બેટા આમ કહે. "રઝીતો-

બિલ્લાહે" છેવટ સુધી ! પુરી તલકીન ઉપરોક્ત દર્શાવેલ પ્રમાણે કરવામાં આવે ! જે લોકોથી કબરમાં સવાલ કરવામાં આવતા નથી તેમને તલકીન કરવામાં ન આવે. દાખલા તરીકે સહીહ હદીસના પ્રમાણે કે નબીયો અને મુસલમાન મઅસૂમ બાળકોથી કબરમાં સવાલ કરવામાં આવતા નથી ! કબર ઉપર આગ સળગાવવી મના છે ! કબર પર ફૂલ, ઝાડ અથવા લીલી ઘાસ અથવા આવા પ્રકારની બીજી લીલી વસ્તુ રોપવી બેહતર છે. એટલા માટે કે જ્યાં સુધી આ છોડો લીલા રહે છે, અલ્લાહની હમ્દો સના કરે છે. અને મૈયતને આમની તસ્બીહ વગેરેથી એ પ્રકારની મોહબ્બત હોય છે ! મૈયતે જો વસીયત કરી હોય કે મને ફલાણો માણસ ગુસલ આપે અથવા ફલાણો માણસ કબરમાં ઉતારે અથવા ફલાણો મારી જનાઝાની નમાઝ પઢાવે તો તેની આ વસીયત બાતિલ છે. બલ્કે તેના વાલીઓને આ હક છે કે જેને ચાહે તેને હુકમ આપે. અથવા તે પોતે આ સર્વ કામ અંજામ આપે.

**મસઅલો**

જો કોઈ માણસ મરી જાય અને ફર્ઝ તેમજ વાજીબ નમાઝો તેમજ રમઝાન મુબારકના રોઝા તેમ કસમના કફ્ફારા તેમ સિજદાઓ અથવા બીજું કોઈ વાજીબ આ બધું અથવા તેમાંથી અમુક તેના ઝિમ્મે રહી ગયું હોય તો જેને તે માણસ અદા કરી શકયો નથી, અથવા અદા તો કર્યા હોય પણ કંઈ કમી રહી ગઈ હોય તો આવી સુરતમાં જો તેણે વસીયત કરી હોય કે મારા ઝિમ્મે આ હકો બાકી રહી ગયેલ

છે. મારા માલમાંથી તે હકોનો ફિદયો આપી દેવામાં આવે. તો જે માલનો ⅓ ભાગ તે ફિદયાઓ માટે કાફી થઈ જતો હોય તો ફિદયો આપી દેવામાં આવે. ફિદયો આપવાની રીત આ પ્રમાણે રહેશે કે તેના પર જેટલી ફર્ઝ નમાઝો અને વિત્ર નમાઝો બાકી રહી ગઈ હોય, તેમ રમઝાન મુબારકના રોઝા ગણીને દરેકના બદલામાં અડધો સાઅ (લગભગ બે કીલો) ઘઉં, અથવા તેની કિંમત મોહતાજો અને ગરીબોને આપી દેવામાં આવે. બાકી બીજા હકોની વિગત હીલાના બયાનમાં આવશે. અને જો ⅓ ભાગનો માલ ફિદયાઓ માટે કાફી ન થઈ શકતો હોય તો ફિદયાઓ પુરા કરવા માટે હીલો કરવો જોઈએ. જો વારસદારો પોતાની મરજીથી તે કમીને બાકી માલમાંથી પુરી કરે તો આ પણ જાઇઝ છે. તો પછી આવી હાલતમાં હીલો કરવો યોગ્ય નથી. જેમકે મૈયતે વસીય્યત ન કરી હોય. અને વારસદારો પોતાના તરફથી ફિદયો આપી દે, તો આ દુરૂસ્ત છે.

**હીલો :**

હીલાની રીત આ પ્રમાણે છે કે તેની (મૈયતની) તમામ ઉંમરનો હિસાબ લગાવવામાં આવે. હવે તેમાંથી પૈદા થવાના હિસાબથી બાલિગ થવાના દિવસો કમ કરી દેવામાં આવે. તે પછી દરરોજની પાંચ નમાઝો અને એક વિત્રના બદલામાં (લગભગ) બે બે કિલો ઘઉં દરેક નમાઝના બદલામાં નક્કી કરવામાં આવે. આવી રીતે એક દિવસના લગભગ બાર કિલો ઘઉં થયા. અને દરેક મહિનાના આ હિસાબે ૩૬૦ ત્રણસો સાઈઠ કિલો ઘઉં થયા. અને વર્ષના

૪૨૨૦ કિલો અને એક વર્ષના રમઝાનના એક માણસના સાઈઠ કિલો ઘઉં થયા અને એક વર્ષની નમાઝો તેમ રોઝાઓના ફિદયાઓનું કુલ ટોટલ ૪૨૮૦ કિલો ઘઉં થયા. બાકી સિજદાઓ, કફ્ફારા તેમ બીજા વાજીબોનો અંદાજો લગાડે કે તેના ઝિમ્મે આટઆટલું વાજીબ હશે. દરેકના બદલામાં અડધો સાઅ–લગભગ બે કિલો ઘઉં–આ હિસાબે નક્કી કરીને કુરઆને પાક અથવા બીજી કોઈ ચીઝ જેની કિંમત ઉપજે તે ઘઉંના બદલામાં કોઇ મિસ્કીનને વહેંચી દે. જો કુરઆને પાક આપવાનો વિચાર હોય તેને આપીને બખ્શીશ કરી દેવામાં આવે. અથવા તેને છોડી દેવામાં આવે. આવી રીતે કુરઆન પાક વેચવાવાળાના તે મિસ્કીન પર ઘઉં વાજીબ થઇ જશે. તે પછી કુરઆને પાક વેચવાવાળાએ તે મિસ્કીનને કહેવું જોઈએ કે આ મૈયતના ઝિમ્મે આટલી મુદ્દતની ફર્ઝ નમાઝો, વાજીબો, સિજદાઓ, રમઝાનના રોઝા છે. કસમના કફ્ફારા અને તેના સિવાય અલ્લાહ પાકના હક્કો અદા કરવાના બાકી રહી ગયા છે. મૈયતે તેમાંથી અમુક અમુક અદા કર્યા હતા અને અમુક બાકી છે. અથવા બધા જ બાકી છે. હું તને તે ઘઉં જે મારા તારા પર વાજીબ છે, તે મૈયતના તે હકોના ફિદયામાં તને આપું છું. તે પછી તે મિસ્કીનને કહેવું જોઈએ કે મેં કબુલ કર્યું તો ઉમ્મીદ છે કે અલ્લાહ પાક પોતાના ફઝલો કરમથી તે મૈયતને નજાત (છુટકારો) અતા ફરમાવશે. અગર કોઇ મુસલમાનનો ઇન્તેકાલ થઇ જાય. અને તે માલદાર હોય તો ફિદયો તેના માલમાંથી અદા કરવામાં આવે. અને જો વારસદારો પોતાના

માલમાંથી અદા કરી દે તો પણ બેહતર છે. નહિ તો પછી ઉપરોક્ત દર્શાવેલો હીલો કરવામાં આવે. અને આ બાબતમાં ગફલત ન કરે. (અલ્લાહ પાક વધુ જાણનાર છે.)



## પ્રકરણ-૧૫

# તઅઝિયતનું બયાન

જેમના પર આ પ્રકારની મુસીબત આવી પડે તેવા લોકોને તઅઝિયત (એટલે કે તેમને તસલ્લી આપવી) સુન્નત છે. હુઝુરે પાક (સલ૦) નો ઇરશાદ છે કે જે માણસ પોતાના ભાઇની કોઇ મુસીબતમાં તઅઝિયત કરશે તો અલ્લાહ પાક તેને કયામતના દિવસે બુઝુર્ગીનો લિબાસ પહેરાવશે. જેમના પર આ પ્રકારની મુસીબત આવી પડે તો તે માણસોને ત્રણ દિવસ અને ત્રણ રાતો સુધી ગમ કરવો જાઇઝ છે. પણ એક જ દિવસ ગમ મનાવવો બેહતર છે. તઅઝિયતના માટે દરવાજાની સામે બેસવું મકરૂહ છે. બે વખત કોઇની તઅઝિયત કરવી મકરૂહ છે. મૌત પછી ત્રણ દિવસો સુધી તઅઝિયત કરવી જાઇઝ છે. તેના પછી મકરૂહ છે. આ માટે કે આના કારણે ફરીથી ગમ તાજો થઇ જાય છે. અને અસલ મકસદ શરીઅતનો આ નથી. બલ્કે મકસદ આ છે કે મૈયતવાળાઓને તઅઝિયતથી કંઇ તસલ્લી થાય અને તેનો ગમ હલકો થાય. દફન કરવા પહેલાં તઅઝિયત કરવી દુરૂસ્ત

નથી. પરંતુ જો મૈયતનાં લાગતાં-વળગતાંને રંજ અને ગમ બહુ જ હોય તો પછી તેમાં કંઇ વાંધો નથી. મૈયતના દરેક રિશ્તેદાર પાસે જઇને તેની તઅઝિયત કરવી મુસ્તહબ છે. પણ જવાન ઔરતો પાસે જવું મના છે. પણ જે ઔરતથી પડદો ન હોય તેની પાસે જવું દુરૂસ્ત છે. તઅઝિયત કરવા-વાળાને આવી રીતે કહેવું જોઇએ. "અઅઝમલ્લાહો અજ-રક વ અહસન અઝાક વ ગફર લિમૈયેતક" આનો અર્થ આ છે કે:- અલ્લાહ પાક તને બહુ જ સવાબ આપે અને તારા સબરનો સારો બદલો આપે. અને મુરદાને બખ્શી દે, તઅઝિયત એવી રીતે કરવામાં આવે કે જેનાથી મય્યતના સગા-સંબંધીઓના દિલને સબર અને શાંતિ મળે-મુસ્તહબ છે! અને આ પ્રકારની મુસીબતમાં સપડાએલા માણસોથી મુસાફો પણ કરવો જોઇએ. એટલા માટે કે આનાથી તેના દિલને શાંતિ મળે છે. મુસીબતવાળાઓ માટે સુન્નત આ છે કે તેઓ વધુ ભાગે આમ પઢ્યા કરે. "લા હૌલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ અલિય્યીલ અઝીમ" તઅઝિયતમાં આવી રીતે કહેવું મુસ્તહબ છે જેવી રીતે કે હૂઝુરે પાક (સલ.) હ. મઆઝ બિન જબલે (રદી૦) તેમના બેટાની તઅઝિયત વખતે કહ્યું હતું-જેનો ખુલાસો આ છે કે અમારો માલ અને અમારી અવલાદ અને અમારા કબીલાઓ અલ્લાહ પાકની બેહતરીન બખ્શીશો છે. અને તેની તરફથી અમારી પાસે આ બધી ચીજો ઉછીના તરીકે આપેલ છે. થોડાક દિવસો સુધી તેનાથી અમો ફાયદો ઉઠાવીએ છીએ. પછી તે આ બધી ચીજોને લઇ લેશે. તો જ્યારે અલ્લાહ પાક આ બધી

નેઅમતો અમોને અતા ફરમાવે તો તેની શુક્રીયા અદા કરવી જોઇએ. અને જ્યારે તે નેઅમતો પાછી લઈ લે તો સબર કરવો તેનો હક છે. તમારો બેટો અલ્લાહ પાકની બેહતરીન બખ્શીશોમાંથી હતો. અને તમોએ તે નેઅમતથી ઘણો ફાયદો ઉઠાવ્યો-ખુશી ખુશી અને અચ્છી હાલતોમાં. ફરી જ્યારે અલ્લાહ પાકે તેને લઈ લીધો છે કે તમોને અજર અને સવાબ આપે. રડવા કરવાથી શો ફાયદો ? કેમકે તેનાથી તમારો સવાબ ખતમ થઇ જશે. જો તમારી મુસીબતનો થોડોઘણો સવાબ પણ માલુમ થઇ જાય તો ચોક્કસ તમો તે સવાબના મુકાબલામાં પોતાની મુસીબતને હલકી સમજશો. તમો અલ્લાહ પાકના વાયદાના ઉમીદવાર છો. કે અલ્લાહ તઆલા તેનો વાયદો પુરો કરી દે !

મુસલમાનોને તઅઝિયતમાં આવા જ શબ્દો કહેવા જોઈએ. મુરદાઓને બુરાઈની સાથે યાદ કરવા મના છે. એટલા માટે કે જ્યારે કોઇ તેની બુરાઈ કરે છે તો ફરિશ્તાઓ તેને કબરમાં ધમકાવીને કહે છે કે તું આવો હતો, જેમકે આ લોકો કહે છે! કાફિરની તઅઝિયત કરવી પણ જાઇઝ છે. પણ તેના માટે એવી રીતે કહેવું ન જોઈએ કે અલ્લાહ પાક તારા મુરદાને બખ્શી દે. પણ આમ કહેવું જોઈએ કે અલ્લાહ પાક તને તેનો બદલો આપે. અને તમોને શુમારમાં કમ ન કરે !



## પ્રકરણ – ૧૬

# મય્યતવાળાને ત્યાં ખાવા મોકલવાનું બયાન

મહોલ્લાવાળાઓ અને તે લોકોને જે મય્યતવાળાઓથી દુરનો રિશ્તો ધરાવે છે, ખાવાનું પકાવીને મય્યતવાળાને મોકલવું મુસ્તહબ છે. જો મય્યતવાળાઓ ખાવાનું ન ખાય તો બીજા લોકોના માટે આ વાત મુસ્તહબ છે કે કાલાવાલા કરીને તેમ ફોસલાવી પટાવીને તેમને ખાવા ખવડાવે. મય્યતવાળાઓને ત્યાં મહેમાન બનીને જવું અને તેમનાથી ઝિયાફ્ત કરાવવી મકરૂહ છે. તેમ ખોટી અને ખરાબ બિદઅત છે. જેમકે આજકાલના જમાનામાં લોકોમાં તેનો રિવાજ છે. ખાસ કરીને અમુક ગામડાઓમાં જો મય્યતવાળાઓ ખાવાનું ન ખવડાવે તો તેમને મહેણાં મારવામાં આવે છે, અને બદનામ કરવામાં આવે છે. જો મય્યતવાળાઓ માલદાર હોય અને પોતાની ખુશીથી મય્યતને સવાબ પહોંચાડવા માટે કંઇ ખેરાત કરે તો બેહુતર છે. મૈયતના વાલીને પોતાની હેસીયત પ્રમાણે પહેલી રાત્રે કંઇ સદકો ખેરાત કરવું મુસ્તહબ છે. અને જો વાલી મોહતાજ તેમ ગરીબ હોય તો બે રકાત નફલ નમાઝ પઢીને તેનો સવાબ મુરદાની રૂહને

બખ્શી દેવો જોઇએ. ઉમીદ છે કે અલ્લાહ પાક મય્યતને બખ્શી દે. આ નમાઝની દરેક રકાતમાં સૂરએ ફાતેહા પછી દસ દસ વાર આયતુલ કુરસી અને સૂરએ "અલ્હાકુમુત-કાસુર" પઢવી જોઈએ! હદીસ શરીફમાં આવ્યું છે કે પહેલી રાત મુરદા માટે ઘણી જ સખ્ત હોય છે. તમારે પોતાના મુરદા ઉપર રહમ કરવી જોઇએ! પકાવેલું ખાણું અથવા કંઇ મીઠાઇ મય્યતના પાછળ કબર પર મોકલવી મકરૂહ છે. હઝરત શેખ અબ્દુલ હક મુહદ્દીસે દેહલવી (રહ.) એ તેમની કિતાબ "જામેઉલ બરકાત" માં ફરમાવ્યું છે કે "મતાલિબુલ મુઅમિનીન" નામની કિતાબમાં લખ્યું છે કે આજ કાલ જે ખુરાફાત કરે છે જેમકે ત્રીજા દિવસે બીછોણું બિછાવવું, તંબુ લગાવવા, ખુશ્બુ વહેંચવી, વગેરે. આ બધું જ ખોટી બિદઅતો છે, અને નાજાઇઝ છે. અલ્લાહ પાક તે લોકોને તોબાની તોફીક અતા ફરમાવે, અને તેમની મગફિરત ફરમાવે! અમુક ઉલમા સાહેબોના નજીક "તઅ-ઝિયત" કરવાવાળાઓએ મૈયતવાળાઓને આવી રીતે કહેવું કે તમારા ઉપર ઘણી મોટી મુસીબત આવી પડી છે. આમ કહેવું કુફ્ર છે.! અમુક ઉલમાઓના નજીક કુફ્ર તો નથી પણ ઘણો જ મોટો ગુનો છે. અને અમુકે તેને જાઇઝ હોવાનો ફતવો આપ્યો છે. ખુલાસો આ કે બેહતર આ છે કે આ પ્રકારના શબ્દો કહેવામાં ન આવે. જેનાથી અલ્લાહ પાક પર કોઈ પ્રકારનો ઇલઝામ આવે, કેમકે અલ્લાહ પાકનું કોઇ કામ હિકમતથી ખાલી નથી! અને આમ કહેવું કે

જે કંઇ તેની ઉંમરમાંથી ઓછું થયું, તારી ઉંમરમાં વધારો થાય. આવા પ્રકારના શબ્દો ઉચ્ચારવા પર કુફ્રનો ડર છે! અને આ પ્રસંગે આમ કહેવું કે તમારી ઉંમર વધે; આ પણ ગુનો અને જહાલત છે. મય્યતના માથા પર પાઘડી અથવા કફન પર અહદનામાની દુઆ લખવી અથવા કબરમાં મુકવું બિદઅત છે. તેની કોઈ શરઇ દષ્ટિએ હેસીયત નથી. આવી રીતે સીના અને માથા પર "બિસ્મિલ્લાહ" લખવું પણ કોઇ રિવાયતથી સાબિત નથી. આ તો માત્ર અવામની ઉપજાવી કાઢેલી વાતો છે. શરીઅતમાં તેની કોઇ હકીકત નથી. (અલ્લાહ પાક વધુ જાણનાર છે.)

તમ્મત બિલ્લ ખૈર.

